# સ્ત્રી સંસાર ઉપયોગી રત્ન

ભાગ ૧ લો.

( કે જેમાં દંપતીઓને સંસાર સંબંધી યોગ્ય પડનું ગ્રહણ કરવાનું જ્ઞાન. )

કર્ત્તા

શા૦ નગીનદાસ ફકીરભાઈ

( જ્ઞાતે સુરવી દશા પોરવાડ. )

આવૃત્તિ પેહેલી.

મુંબઈ.

આર્ય-મંડળ તથા એંગ્લો વર્નાક્યુલર પ્રેસમાં છપાવ્યું છે.

સંવત્ ૧૯૩૬. સન ૧૮૮૦.

કિંમત રૂ૧)

# પ્રસ્તાવના.

હાલ સ્ત્રિઓમાં વિશેષભાગ અભણ અને મુર્ખ હોવાથી અને અલ્પવિચારી પુરૂષો તરફથી જે જે અનીતિનાં દુષ્ટ કામો થતાં આવેછે અને આ સંસારના ગૃહસ્થાશ્રમમાં જે જે વિપત્તિઓ અને અડચણો નડતી આવેછે તે અટકાવવાનો આ "स्त्री संसार उपयोगी रत्न" નામના પુસ્તક કર્ત્તાનો મુખ્ય હેતુછે.

મ્હારા આ પ્રથમનાજ પ્રયત્ન પાછળ જે મેં અમુલ્ય વખત ગાળ્યોછે તેના પ્રમાણમાંજ ટીકા સહીત ઉત્તેજન મળતું જશે તો બીજા પુસ્તકો અને બીજો ભાગ રચવાને વિલંબ થશે નહિં.

વિનતિપૂર્વક જણાવુંછું કે આ પુસ્તકને વિષે જે કંઈ ખામીઓ જોવામાં આવે તે સુજ્ઞ વાંચનારા મનુષ્યોએ સુધારીને વાંચી ક્ષમા કરવી.

મુંબઈ, સંવત્ ૧૯૩૬ નાં અશાડ શુદિ ૧૩

લિ.—સર્વેનો આભારી
ન. ફ.

| અનુક્રમણિકા. | પૃષ્ટ. |
|---|---|

## ॥ श्रीगणेशायनमः ॥

दिक्कालाद्यनवच्छिन्नानन्तचिन्मात्रमूर्तये ।

स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥

અર્થ—જે ઇશ્વર દેશ, કાલ આદિ પદાર્થોવડે પ્રમાણમાં આવતો નથી; તેમ અનંત અને ચૈતન્ય છે; વળી જે પોતાના અનુભવથીજ સારસ્વરૂપે સમજવામાં આવે છે; એવા તેજોમય અને શાંત ઇશ્વરને હું નમું છું.

હે સચ્ચિદાનંદ ! હે પરમાત્મા ! ! આપની વિચિત્ર રચનાનો અને ગુંચેલી માયાનો વિચાર કરતાં આપનું ડહાપણ અને આપની શક્તિ અનહદ જણાય છે. જગત્‌ને વિષે ઉત્પન્ન થએલા મહાલોભી અને સ્વાર્થી જીવોને માટે આપે જે જે કામો અને બક્ષેસો કીધેલાછે, તેનો ઉપકાર વાળવા અને આભાર માનવા કોઈપણ પ્રાણી મુદ્દલ શક્તિવાન નથી;—માટે હે સર્વાંતર્યામી—દીનદયાલ ! આપ દયાના સાગરછો, ખુબીનાં ભંડારછો; માટે આ ક્ષણભંગુર દુનીયાનાં દરેક જીવોથી થએલા અનેક અપરાધો ક્ષમા કરીને સર્વને સુબુદ્ધિ અને સદ્‌ગતિ આપી હમેશાં આપના સ્મરણને વિષે રાખજો !

# माता पितानी सेवा अने फरज विषे.

પ્રિય જનો! ત્હમારે પ્હેલો આભાર પોતાના પિતાનો સમજવો, અને બીજો પોતાની માતાનો કે જે માતાએ ત્હમને નવમાસ સુધી ગર્ભમાં રાખીને અનેકજાતનાં દુઃખો સહન કરી જન્મ આપ્યો, અને ત્યાર પછી પણ અનેક રીતની અડચણો અને વિપત્તિઓ ભોગવીને ત્હમને પાળી પોષીને મ્હોટા કીધા;– ત્યારે ત્હમારી ઉપર તેમનો કેટલો આભાર થયો, તેનો ત્હમે પોતેજ વિચાર કરો. જો ત્હમો ત્હમારા જન્મ સુધી તેમની સેવા ચાકરી કર્યાજ કરો, તેમનાં કડવા વચન અગર, તમારાં શુભ ભવિષ્યને માટે ત્હમને અપાતી ગાળો ખમવી પડે તે ત્હમો સહન કર્યાજ કરો; ઉપરાંત, તેમને વિપત્તિની વેળાએ મદદ કરવામાં ત્હમો દેવાદાર થાઓ—વિગેરે વિપત્તિઓ ત્હમો ભોગવ્યાજ કરો–તોપણ તેમનાં આભારનો બદલો વળાયો એમ ત્હમારે સ્વપ્ને પણ સમજવું નહિં. ત્હમે તેમની જેટલી ચાકરી અને જેટલું આધિનપણું ભોગવશો તેટલું ઓછુંછે. જેમ "ઈશ્વર" ની સેવા કરવી સુલભ નથી, તેમજ માતા પિતાની સેવા કરવી પણ સુલભ નથી.

વળીપણ, ત્હમારે દરરોજ ત્હમારા માતા પિતાના આભાર વિષે વિચાર કરવો જે અરે, આપણને પાળી પોષીને મ્હોટા કરવા માટે એમણે શું થોડી મુશીબતો એઠેલી છે? અનુકુળ ન છતાં પણ કરજો કરીને કેવાં

કેવાં ખરચો કીધેલાં છે? તેમજ આપણને ભલાને કાજે કેવાં કેવાં બોધો આપેલા ને અપાવેલા છે-માટે એમનો આભાર કદીપણ કેમ ભુલાએ-એમ નિરંતર વિચાર કરવો. એ વિષે મનુસ્મૃતિમાં કહ્યું છે કેઃ—

यंमातापितरौक्लेशंसहेतेसंभवेनृणां ।
नतस्यनिष्कृतिःशक्याकर्तुंवर्षशतैरपि ॥

અર્થ—મનુષ્ય પોતાની માતાના ઉદરમાં આવે ત્યારથી માતા પિતા જેકલેશનું સહન કરેછે તેનો બદલો સો વર્ષ લગી પણ વાળી શકાતો નથી.

ખાત્રીથી માનજો, કે જે સંતાનો અવિવેકી, અભણ, પ્રપંચી અને મૂર્ખ નીવડેછે-તેનો મુખ્ય દોષ તેમનાં માબાપ ઉપર રહેછે. માતા પિતાની મુખ્ય ફરજ છે જે સંતાનોને બાલ્યાવસ્થાથીજ ખાવામાં મિતાહારીપણું રખાવવું, વિવેકથી બોલતાં શિખવવું, જુઠ્ઠાપણાનો ત્યાગ કરાવી સાચું બોલતાં શિખવવું. વિદ્યાની કેલવણી આપતાં રહેવી, સત્ સંગતિ કરાવવી, મ્હોઢે ન ચઢાવતાં વિશેષ લાડ લડાવવાં નહિં, ખોટી ટાનત રખાવવી નહિં, ઘર સંસારી રીત શિખવતાં રહેવી-વિગેરે નીતિ બોધ આપતાં રહેવો, કે જેથી સંતાનો સુખી થઇને પાછળથી આશિષ દે.

વળી, પુત્રીનું રૂડું ઇચ્છવામાટે પુત્રીકરતાં પુત્રીનો પતિ વયમાં મ્હોટો, વિદ્વાન, ચતુર, અને સદ્ગુણી જો-

વો જોઇએ;-અગર એ પ્રમાણેં જે માતા પિતા નથી જોતાં, અને ધનના લોભની ખાતર-અથવા કુલીનઘર ની ખાતર, પતિ વિશેષ મ્હોટો, વૃદ્ધ અને મૂર્ખ જોય અથવા પુત્રી કરતાં વયમાં ન્હાનો જોય, વળી પુત્રી તરફનો હરેકખાને પૈસો લે, લગ્ન કીધા પછી પુત્રીનાપતિની રજા શિવાય પુત્રીને ઘરે રાખે-તો તે માતા પિતા આખરે નરકકુંડનાં અધિકારી થાયછે. અને તેમનો છુટકારો આખા બ્રહ્માંડને વિષે કોઇ જગ્યાએ થતોજ નથી.

અહા! પુત્રી એ પારકું ધન છતાં જે માતાપિતા તેણીને ઘણા લાડલડાવી-અવિવેકી અને ઘરનાં કામ કાજથી તદન અનજાણ રાખેછે, તે પુત્રી મ્હોટી થયા પછીસાસરે પોતાના પતિને શું સુખ કદી આપનારછે? સાસરાનાં દરેક માણસોની તે શું કદર બુજનાર છે? સંપે રહ્યાથી કેવળ સુખનું મૂળછે એમ કદી તેશું સમજનારછે? આળસ રાખ્યાથી અને કજીયાકંકાસથી દુઃખનો દિવસ આવશે એમકદી શું જાણુનારછે? નહિંજ. ઉલટી તે સ્ત્રી પોતે અને પોતાના માતાપિતાનાં નામને ડાઘ લગડાવી, પોતાના સ્વામિનાથનાં મનને એક શત્રૂ દાખલ થઈ ને આખરે તે સ્ત્રી કેવાં ખરાબ માર્ગ પકડશે કે જે બુરામાં બુરા-પાપીમાં પાપી વ્યભિચારના અથવા પ્રાણઘાતના માર્ગ, તે પકડયા વગર કદી રહેનારજ નથી; ત્યારે એ દોષ, શું તેણીના માતા પિતાને શિર નહિં? છેજ. જેમ અંગવસ્ત્ર એ માણસોનાં શ-

રીરનું અને ગૃહસ્થળનું મુખ્યઢાંકણછે, જેમ સુપાત્રપુત્ર સંછનાથી ભરેલા કુળનું મુખ્ય ઢાંકણછે,–તેમ સુપાત્રપુત્રી એ માતાપિતાના એબનું મુખ્ય ઢાંકણછે. ગુણવાળી પુત્રીથી માતાપિતાના અવગુણ અને દોષ ઢંકાઈ જાય-છે, અને અવગુણી પુત્રીથી માતાપિતાના અવગુણ અને દોષ કમતી હોય તોપણ વધતા દેખવામાં આવેછે.

"જે માતાપિતા પોતાના પુત્રને દેશાટન કરાવવામાં હરકત ગણેછે, તે માતાપિતા પોતાના પુત્રના સુખનાં સાધનના દુશ્મન થઇ પડેછે; કેમકે જેમ મશાલમાં તેલ નાખવાથી રોશનીનો જોસ વધતો જાયછે–તેમ પુત્રને દેશાટન કરાવવાથી પુત્રનું પુરૂષાર્થ વધતું જાયછે."

વળી, અજ્ઞાની માણસો પોતાના સંતાનોની ટુંકી સમજણમાં, કાચીવયમાં, અને કજોડ પણે તેમના બાલ્યાવસ્થામાંજ લગ્ન કરે છે, પણ એથી કેવાં માઠાં પરિણામો નીપજે છે–તેનો કંઈ વિચાર કરતા નથી–એ "ખરેખર" અતિ ખેદકારક બીનાછે. સંસારના નિયમ પ્રમાણે નવું ઘર ઉત્પન્ન કરવામાં તેનો જમીનમાંનો પાયો જો કાચી મટોડીમાં કાદવથીજ ચણાયો હોય, તો તે ઉપરની ઇમારત શું લાંબી હૈયાતી ભોગવી શકે! અને તે ઘરને વિષે શું નિર્ભય પણે રહેવાય? કદીજ નહિં. માટીની પાકીગોળીમાં ભરેલું પાણી ઉપયોગને માટે જેટલી ખાત્રી આપે, અને તે ગોળી અને પાણી (બેઉ સાથે) જેટલો વખત ગુજારે–તેટલો વખત અને તેટલી ખાત્રી શું માટીની કાચીગોળીમાં ભરેલા પાણીથી

મળી શકે? નહિંજ. ત્યારે નજીવો અને નાદાની ભ રેલો લ્હાવો લેવાને માટે–બાળપણમાંજ લગ્ન કરી, કાચાવયમાં સંસારી સંબંધ થયાથી ઉત્તમ ફળ કેમ નીપજી શકે? તેનો ત્હમેજ વિચાર કરો!

માટે હે સજ્જનો! જેમ બને તેમ માતાપિતાએ પોતાના સંતાનોને બાલ્યાવસ્થાથીજ વિદ્યાની કેલવણી અને ઉત્તમ નીતિ આપતાં રહેવી, અને પુત્રીને ઘર સંસારી રીતી શિખવતા રહેવી;-પણ તેમના લગ્ન કાચી વયમાં ન કરતાં યોગ્ય અને પુખ્તવયમાં આવેથીજ કરવાં.

## વિદ્યા વિષે.

પ્રિય બેહેનો! શું "ઇશ્વરે" ત્હમારામાં પુરૂષનાં કરતાં કંઇ થોડા ચરિત્ર મુકેલાં છે? સરખાજ અથવા તેથી વિશેષપણુછે. ત્યારે હે બાઇઓ! ત્હમો ભણુવા ગણુવાને ધિક્કારીજકાઢો, અને વિદ્યાની કેલવણી લ્યોજ નહિં–તો તે ત્હમનેકેવી શરમની વાત!!

મુર્ખ અને અભણુ માણસ સ્ત્રિઓને વિદ્યા સબંધી કેલવણી લેવામાં મ્હોટો દોષ અને અવગુણ સમજેછે, પણ "બરબર"–એ વિચાર ત્હમો મૂર્ખપણાનો સમજજો. પ્રિય બાઇઓ! ત્હમો પોતે વિચાર કરો

કે, જો-સ્ત્રિઓને વિદ્યા સંબંધી કેલવણી લેવામાં અવગુણજ હોત, તો પ્રાચીન સમયનાં મહાજ્ઞાનિઓ,-વિદ્વાનો અને કવિઓ, અને હાલનાપણ વિદ્વાનો અને કવિઓ ભણેલી સ્ત્રિઓસાથે શું કામ પર્ણત? અને વગર ભણેલી સ્ત્રિઓને ભણાવવાનું પ્રયત્ન શું કામ રકત?હે બાઇઓ! શું એવા મુર્ખ વિચારના માણસોમાં તેઓના જેટલું માન અને ચતુરાઈ છે? શું-તેઓના પરાક્રમની બરોબરી કરી શકશે? નહિંજ. ત્યારે તેઓના કીધેલા ઉપદેશથી, તેઓના રચેલા ગ્રંથોથી, અને તેઓની ચલાવેલી વર્તણુંકથી ઉલટા વર્તવું-એ કેવી અપસોસની વાત?! સિદ્ધાંત કરી માનજો, કે સ્ત્રિઓને વિદ્યાસંબંધી કેલવણીસમાન અધિકસુખ બીજુ કંઇજ નથી. જ્યહાં સ્ત્રિઓ અત્યંત ભણેલી છે ત્યહાં સુખ સંપત્તિ કેવી છે તે જુવો! જેવા કે હાલના સમયમા "યુરોપિયનો," શું તેઓ થોડું સુખ ભોગવેછે?! ત્યારે હે બાઇઓ, સ્ત્રિઓને ભણવામાં અને ભણાવવામાં અવગુણ સમજવો-એ કેવી ધિક્કારની વાતછે!

ખૂબ ખાત્રીથી માનજો, કે જેમ સૂર્ય જગતમાં દીપ્તિ નિકળેછે, તેમ વિદ્યાની કેલવણી-એ માણસોના શરીરમાં દીપ્તિ નિકળેછે. જેમ ધણી વગરનાં ઢોર ભટકતાં છે તેમ વિદ્યા વિનાનાં માનવી ભટકતાં છે. વિદ્યાની કેલવણીથી લ્હમો લ્હમારા જન્મનું પ્રયોજન શું છે તે સમજી શકશો; માબાપને ઘરે, સ્વામિને ઘરે-ઇત્યાદિ લોકોનીસાથે કેમ વર્તવું, અને તેઓનો લ્હમારી

ઉપર અને ત્હમારો તેઓની ઉપર કેટલો હવિકારછે-તે ત્હમો પક્કિરીતે જાણી શકશો.

સત્ય કરી માનજો-જે હે બાઇઓ! ત્હમારા સંકટની વેલાએ ત્હમને સુખ આપનાર, એકાંતવાસમાં સોબતી થનાર, શત્રુને અસ્ત કરનાર અને નીતિનો માર્ગ બતાવનાર ખરેખરૂં કોણછે? તે એજકે વિદ્યાની કેલવણી. જેમ દીવો અંધારામાં અજવાળું કરે છે, સંતોષ સુખની વૃદ્ધિ કરેછે, સત્યત્તા સતિને સત ચઢાવે છે, ભોજન ભુખ્યાની ભૂખ ઓલાવે છે, પાણી તર્ષાની તરસ મટાડેછે, દેખતો આંધળાને માર્ગ બતાવેછે, તેમ ઓ બેહેનો! ત્હમારી સર્વ તૃષ્ણા અને ભુખ-વિદ્યાની કેલવણી પુરી પાડશે; અને સાચો, સીધો અને સુગમ માર્ગ બતાવી આપશે. શાસ્ત્રમાં કહ્યું છેકે:—

विद्यानामनरस्यरूपमधिकंप्रछन्नगुप्तंधनं

विद्याभोगकरीयशःशुभकरीविद्यागुरूणांगुरूः ।

विद्याबंधुजनोविदेशगमनेविद्यापरंदैवतं

विद्याराजसुपूजितानहिधनंविद्याविहीनःप्रशुः ॥

અર્થ—વિદ્યા એ એક મનુષ્યનું ઉત્તમ રૂપછે, વિદ્યા ડાટેલું ધનછે; વિદ્યાથી સુખ મળેછે; વિદ્યાથી યશ અને શ્રેય થાએછે; પરદેશમાં વિદ્યાછે તો બધું છે; વિદ્યા સર્વથી ઉત્તમદૈવતછે; રાજાઓ વિદ્યાને માનેછે પણ ધ-

નને માનતા નથી; માટે જે વિદ્યા શિખે નહિં તે પશુ છે:—

વળી હે બાઇઓ! ત્હમો વિચાર કરો—કે વિદ્યાના બળે કરીને માણસો શું નથી કરીશકતા? ત્હમો નજરે જુઓછો—કે તારે કરીને હજારો કોસની ખબર અંતર મળવાથી, બલૂનવડે હજારો કોસની મુશાફરી કરવાથી, અને આગગાડીવડે લાખો મણનો બોજો ટૂંક વખતમાં એકથી બીજે શેહેર લઇ જવાથી—ત્યહાં નવાનવાં કેવા બનાવો બનેછે તેની સેહેજમાં ખબર પડે છે; વળી મ્હોટા પહાડો અને ડુંગરો હોયતે પણ ખોદીને સુંદર સપાટજમીન બનાવી આપેછે; વળી પાણી ન હોય ત્યહાં પાણી લાવી મુકેછે; આકાશને વિષે અતિ ઉંચાં ગ્રહોની ગતિ કેવી અને કેટલી છે-તેનોપણ વર્તારો કાઢી શકેછે; ભૂમંડળમાં—પશુ, પ્રાણી જીવ—જંત, આદિ વિચીત્ર શરીરો ઉત્પન્ન થએલા છે અને થાએછે તેનાં; દેહને વિષે કેવી જાતના વ્યાધિઓ ઉત્પન્ન થાએછે, અને તેને કેવી જાતનાં ઔષધો લાગુ પડેછે—એ વિગેરે સર્વ શોધો વિદ્યાનાં બળે કરીને માણસો મેળવી શકે છે;—માટે ઓ બાઇઓ! વિદ્યાનાં બળ શિવાએ સર્વ અંધકારછે,—એમ ત્હમો ખાત્રી પુર્વક માનજો.

હે બાઇઓ! ત્હમારી સંસારની સ્થિતિમાં વિદ્યાની કેલવણી ત્હમને કેવી ઉપયોગી થઇ પડશે, તેનો ત્હમો તોલ કરો. જેનાં ઘરમાં વિદ્વાનસ્ત્રી હોયછે તેનાં

ઘરમાં સુખને સંપ કેવો રહેછે? તે સ્ત્રી પતિવ્રતાપણું પાળવામાં સૌથી મ્હોટું પુણ્ય છે એમ સમજવાથી તે પ્રમાણે કેવું પાતિવ્રત્ય પાળી શકેછે! સાસરામાં સાસુ-સસરા, દીયેર જેઠ, દેરાણી-જેઠાણી વિગેરે સગાંઓ સાથે વરતવામાં, અને કજીયા કંકાસ થતાં હોય તે મટાડવામાં; વળી પોતાના સ્વામિને ઈશ્વરતુલ્ય ગણીને સુખ દુઃખમાં ભાગ લેવામાં, અને પોતાના સંતાનોને નીતિકારક બોધો આપવામાં; અને પોતે પણ નવાંનવાં પુસ્તકો વાંચીને નવાં નવા હુન્નરો શિખવામાં; વળી પોતાના સ્વામિના વેપાર સંબંધી સમયો જાણી-ચાલતી સ્થિતિ વિષે વિચાર કરીને તે પ્રમાણે ખરચ ચલાવવામાં-વિગેરે સર્વ કામમાં, અને સર્વની સાથે નીતિસર વરતવામાં પોતાના ડહાપણથી તેવી સ્ત્રિઓ શું થોડું માન મેળવેછે? "ખરેખર", એવી સ્ત્રિઓને ધન્યછે! માટે હે બેહેનો! જો ત્હમારે જન્મ સુધી સુખમાં દિવસ કાઢવા હોય, સર્વ કુટુંબનું ભલું ઈચ્છવું હોય, અને ખરેખરી કીર્તિમાન સ્ત્રિઓનાં નામની સાથે પોતાનું નામ ગણાવવું હોય-તો ત્હમો ખાત્રી પૂર્વક વિદ્યાની કેલવણી લ્યો, અને તે વિદ્યાનો ઉપયોગ કરવાને માટે ત્હમો નીતિનો ધડો લ્યો. વળી શાસ્ત્રમાંપણ કહ્યુંછેકે,—

विद्ययाविनयावाप्तिर्विनयाद्याति पात्रतां ।

पात्रत्वाद्धनसंप्राप्तिर्धनाद्धर्मस्ततःसुखं ॥

અર્થ—વિદ્યાથી વિનય આવેછે, વિનયથી યોગ્યપણું આવેછે, યોગ્યપણાથી ધન પ્રાપ્ત થાએછે; ધનથી ધર્મ થાએછે, અને ધર્મથી સુખ થાએછે.

# साचुं बोलवा विषे.

પ્રિય બાઇઓ! "ખરેખર" સાચું બોલવું એ પાણી ખાણમાંથી હીરો ખોદી કાઢવા બરાબરછે. જો ત્હમો સર્વ સાથે પ્રિય થવા પ્રયત્ન કરતાં હશો, માન મેળવવા ઇચ્છા ધરતાં હશો,-તોપણ જુઠું બોલવાથી-અગર અસત્યતાથી-તેવી પદ્વિ ત્હમો કદી મેળવનાર નથી. જુઠું બોલવાથી ગામનાં લોકો તો શું-પણ એકાએક ત્હમારા માતાપિતા અને સાસરાનાં સર્વમાણસો ત્હમારો વિશ્વાસ કદી કરનારજ નથી. જેમ ઘરમાંનાં કચરાને ઝાડુથી વાળીને એકખુણામાં નાખી દેછે, તેમ ત્હમારા બોલેલા બોલને ન છુટકે એકકાંને સાંભળીને બીજે કાંનેથી કાઢી નાખેછે. માટે ત્હમો દરેક સમયે સાચુંજ બોલજો. સાચા સમાન અધિક સુખ બીજું કંઇ સમજવુંજ નહિં.

ખાત્રીથી માનજો, કે દરેક શબ્દે સાચું બોલવાથી અગર પૈસે ટકે, કાયાથી, માણસોથી, આબરૂ ઇજતથી-વિગેરે કોઇપણ વિષયથી ત્હમારા નશિબનાં યોગેકરીને ત્હમો દુઃખી હો, પરંતુ મનમાં દ્રઢ કરી માનજો કે

"ઇશ્વર" ત્હમારૂં સત્યપણું જોવાને એવી એવી વિપત્તિ-
ઓ ભોગવાવીને ત્હમને કસી જોએછે;-માટે મુ-
દલ ભુલાવો ન ખાતાં અંતઃકરણથી દરેક શબ્દે સાચુ
બોલવાને કદી ચુકવું નહિં. ત્હમો વિચાર કરો-કે રાજા
"હરિશ્ચંદ્ર" ને સત્યતાનું પણ પાળન કરવાને-એટલે
જુઠું ન બોલવાને શું થોડાં સંકટો સહન કરવાં પડયાં
હતાં? પણ એક શબ્દે જુઠું ન બોલવાથી આખરે તે-
મની ઉપર "ઇશ્વર" કેવાં પ્રસન્નથયા? તેમ પડતી વિપત્તિને
માટે ઓ બાઇઓ! ઇશ્વર, 'પણ' જોયછે એમો
મનમાં વિચાર લાવીને અસત્યને માર્ગે કોઇ કાળે
પણ જવું નહિં.

નીતિના શાસ્ત્રરૂપે વિચાર કરતાં એક શબ્દ પણ
જુઠો બોલવાથી શરીર ઉપર જેટલા રૂવાંછે તેટલાગણું
પાપ લાગેછે. ત્યારે હે બાઇઓ, એક કલાક સુધી
જુઠું બોલવાથી કેટલું પાપ થઇ પડે, તેનો ત્હમેજ
વિચાર કરો. એ માણસ કેમ સુખી થાએ, અને પાપ-
માંથી કેમ મુક્ત થાએ તેનો તોલ કરવો પણ મુશ્કેલછે;
માટે જુઠું કદી બોલવુંજ નહિં-કે જેનાં સમાન ઉત્તમ
સુખ બીજું કંઇજ નહિં.

જ્યારે ત્હમો જુઠું બોલીને બીજાને સત્યપણું
જણાવવા જાઓછો, ત્યારે ત્હમારૂં મન ત્હમને કેવું
બિહવડાવેછે? તે સમયે ત્હમને શું થોડી સાવચેતી
રાખવી પડેછે? અને જે શબ્દ ત્હમો જુઠો બોલ્યા- તે
બીજા પ્રસંગે માલમ ન પડીઆવે તે માટે મનમાં શું

થોડી નોધ રાખવી પડેછે? હે બાઇઓ! એટલી અડચણો અને વિપત્તિઓ ત્હમો શાને માટે ભોગવોછો? ત્હમો ખોટું બોલીને આ સંસારમાંથી શું કંઇ સાથે લઈ જનાર છો? સત્ય કરી માનજો, કે ઈશ્વરને ત્યહાં ત્હમારૂં અસત્યપણું કદી ચાલનાર નથી. માટે સત્ય વચન-નિર્મળપાણીની બરાબર-કે જે સર્વને શુદ્ધ કરે,-પણ તેને કોઇ શુદ્ધ કરતુંજ નથી; તેવા સત્યભાષણને મુકી દઇને અસત્યને વળગી રહેવું-એ કેવી ધિક્કારની વાત? માટે ભુલચુકેપણ અસત્ય કદી બોલવુંજ નહિં. "કરીયાતુ" દેખાવમાં સળીયો જેવું, અને સ્વાદમાં કડવુંછે,-પણ જવરનું હમેશાં નિકંદન કરેછે; તેમ સત્ય પણું હમેશાં સર્વ દુઃખનું નિકંદન કરેછે. શાસ્ત્રમાં પણ કહ્યુંછેકે;—

एकमेवाद्वितीयंत, यद्राजन्नावबुध्यसे ।
सत्यंस्वर्गस्यसोपानं, पारावारस्यनौरिव ॥

અર્થ—હે રાજા! સમુદ્રને તરીને પેલે પાર જવાને વહાણ એ એક જેમ સાધનછે, તેમ સ્વર્ગે જવાને એકજ સર્વથકી સરસ "સત્ય"-એટલે સાચું બોલવું-તે પગથીયાની બરાબરછે; તેને ત્હમે જાણતાં નથી,-અર્થાત્ પ્હેલે પગથીયે પ્હોંચ્યાવિના ઉંચે સ્થાનકે પ્હોંચાતું નથી.

# स्वधर्म विषे.

હે બાઇઓ! મનુષ્યમાત્રનું ઉત્તમમાં ઉત્તમ કર્તવ્ય તો એજછેકે, પારકા ધર્મની નિંદા ન કરતાં અને પારકો ધર્મ ન પાળતાં વંશપરંપરાથી ચાલી આવેલા પોતાના જાતિ ધર્મમાં રહીને જે રીતે અને જે નામથી "ઇશ્વર" ને ભજતા હો, તેજ રીતે ભજી પોતાના ધર્મ શાસ્ત્ર સમજીને તે પ્રમાણે નીતિ માર્ગે વર્તવું—એ દરેક મનુષ્યની મુખ્ય અને પ્હેલી ફરજછે. ગીતામાં શ્રીકૃષ્ણે અરજુનને કહ્યું છે કે;—

श्रेयानूस्वधर्मोविगुण:परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मेनिधनंश्रेय:परधर्मोभयावह: ॥

અર્થ—સારીરીતે પાળેલા પરાયા ધર્મ કરતાં ગુણહીન એવોપણ પોત પોતાના વર્ણઆશ્રમનો ધર્મ તે ઉત્તમછે. પોતાના વર્ણાશ્રમનો ધર્મ પાળતાં મરણની શરણ થવું પડે તો તે ઉત્તમછે; અને પરાયો ધર્મ આ લોક અને પરલોકમાં સર્વત્ર ભયનો ઉપજાવનારછે.

ખાત્રી કરી માનજો, કે જે માણસ પોતાનો જાતિ ધર્મ છોડીને પારકા ધર્મમાં જાએ—અથવા પોતાના ધર્મને નિંદિત વચન કહીને પારકા ધર્મની સ્તુતિ કરે, તો તેનાં જેવું અજ્ઞાની અને પાપીઓનું પાપ ગ્રહણ કરનાર બીજું કોઇપણ સમજવું નહિં. જેમ માણસ-

માત્ર સ્વદેશાભિમાની થવું પ્રમાણછે, તેમ દરેક મનુષ્યે‌ા-
એ સ્વધર્મને વિષે પણ અભિમાન રાખવું પ્રમાણ છે.

"મહા સમર્થ અને મહાજ્ઞાનિઓનું કહેવું છે જે, અખિલબ્રહ્માંડપતિ જે પરમાત્મા—કે જેની શક્તિનો અને કર્તવ્યનો પારજ નથી, તેને-જોઇયે તો સાકાર-રૂપે ભજો કે નિરાકારરૂપે ભજો,—પણ હમેશાં અંતઃ-કરણથી તે મહાનશક્તિવાનની સ્તુતી કરવાને કદી ચુકવું નહિં; અને જે કોઇપણ તે મહાશક્તિવાનને જે રૂપે અને જે રીતે ભજતા હોય તેમાં આડે આવવું નહિં. એ દરએક મનુષ્યનો મુખ્ય ધર્મ છે."

દર્પણમાં જોવાથી પોતાના મુખની છબી કેવીછે તે સ્પષ્ટ માલમ પડી આવેછે. તેમ સ્વધર્મશાસ્ત્ર સમજ્યાથી આ સંસારમાં પોતાને કેવા કામો કરવાનાંછે—તે ખુલ્લી રીતે માલમ પડી આવેછે;—માટે પરાઇ ભાષા અને પરાયાંશાસ્ત્ર જાણવા પ્હેલાં પ્રથમ પોતાનીજભાષા અને પોતાનાંજ શાસ્ત્ર સમજવા. કેમકે જેમ ગુરૂવગર જ્ઞાન થતું નથી, તેમ સ્વધર્મશાસ્ત્ર સમજ્યા વગર દરેક મનુષ્યની મોક્ષગતિ થવાનુ જ્ઞાન પણ થતું નથી.

વળી, સ્વધર્મ પાળવામાં અને પોતાનું જાતિ ખાટ કર્મ કરવામાં હમેશાં પવિત્રતા વાપરીને નીતિથી વરતવું જોઇએ, જ્યહાં ધર્મોપદેશક તરફથી અથવા બીજી કોઈ તરફથી પણ નીતિનો ભંગ થતો માલમ પડે-ત્યહાં હમે-શાં કરડી નજરથી જોઇને લાગલોજ નીતિનો માર્ગ ધ-રવો જોઇએ. વર્તમાન કાળમાં ઘણેક ઠેકાણે ધર્મોપદે-

શ લેનારા અને આપનારા તરફથીનીતિનો ભંગ થતો માલમ પડેછે;-શું એ થોડી અપસોષની અને ધિક્કાર-ની વાત? અરે, એવા કુછંદપણે વર્તનારા-અથવા નીતિનો ભંગ કરનારા મનુષ્યો! "ઇશ્વર" સંબંધી સ્તુતિ અને ચર્ચા કરવાને બહાને,-અથવા નીતિના માર્ગને બહાને, અનીતિનાં દોષિત કામો કરવાથી ત્હમો ત્હમારે છેડે કેટલું પાપ બાંધો છો? કે જે પાપમાંથી મુક્ત થવાનો છેડો કોઇ કાળે પણ આવે-એમ ત્હમારે સ્વપ્ને પણ સમજવું નહિં. માટે હે મનુષ્યો! મ્હોટો અથવા ન્હાનો દરજ્જો ભોગવતાં, ધર્મ સંબંધી અને નીતિ સંબંધીમાં અનીતિએ કદી વર્તશોજ નહિં!

# संगत विषे.

પ્રિય બાઇઓ! સંગત એટલે સોબત-તો સઘ્ધેરા ઉપર ત્હમારા સુખ દુઃખનો મ્હોટો આધાર છે. સારી સંગતે સારૂં સુખ ને માઠી સંગતે માઠું સુખ. સંગત એ શમસેર સમાનછે;-જે શમસેરથી માણસોના પ્રાણ જાએછે, અને તેજ શમસેરથી માણસોના પ્રાણ બચેછે;-પણ જેમ વગર કવાયદથી વાપરેલી શમસેર પોતાનીજ દુશ્મન થઇ પડેછે, તેમ વગર પરીક્ષાએ કીધેલી સંગત કેવું ફળ આપશે તેની ખબર પડતી નથી;-માટે જેની સંગત કરવી હોય તો અગાઉથી ખાત્રી પૂ·

વેક તેના ગુણ અવગુણની પરીક્ષા કરી લેવી. કેમકે "જેવી સોબત તેવી અસર."

વળી, કેટલાએક સ્ત્રિઓ એવી તો લુચ્ચી અને ઠગારી હોય છે કે, પોતાનો સ્વાર્થ સાધવા માટે મ્હોઢે મ્હોઢે મિઠું બોલીને અંતની ઘડી સુધી પોતાના મનનો કપટ ભાવ જાહેર પડવા દેતી નથી; અને કેટલીએક સ્ત્રિઓ એવિ તો મૂર્ખ હોય છે કે, જેણીઓને સાર અસારનો વિચાર, સંસાર સંબંધી જ્ઞાન મુદલ હોતુંજ નથી,—જેમ પશુ પેટ ભરેછે તેમ ફક્ત પેટજ ભરવાનું ભાન હોયછે, તેવિ સ્ત્રિઓની સંગતથી અકલ હુંશિયારી અને જ્ઞાનમાં વધારો થવાને બદલે ઉલટો ઘટાડો થાએછે; માટે તેવી સ્ત્રિઓની સંગતથી દૂર ને દૂર રહી, જે સ્ત્રિઓની ગામમાં પ્રશંસા થતિ હોય, ભણેલી, ચતુર અને સદ્‌ગુણી હોય—તેવી સ્ત્રિઓની સંગત અવશ્ય કરતાં રહેવી;—કે જેથી હે બાઇઓ! તમારાં દુઃખમાં ઘટાડો થઇને જ્ઞાનમાં ને સુખમાં સર્વ કાળ વધારોજ થયા કરશે.

"વળી, પુરૂષની જ્યહાં એકાંત બેઠક અથવા એકલો બેઠા હોય, પછી તે ભાઇ હોય અથવા પિતા હોય કે પુત્ર હોય—તોપણ ત્યહાં ત્હમારી યુવાવસ્થામાં ત્હમારે એકલાને કદી બેસવું નહિં;—કારણ કે કોઇપ્રસંગે એવા સ્થળને વિષે પણ શિયળપણાનો ભંગ થઇ પડેછે. જેમ દુષ્ટ અને દુરાચારી પડોશીની સંગત તદન નકામી અને અવગુણ કારકછે, તેમ પતિ શિવાય અન્ય

પુરૂષની એકાંત સંગત કદી વિદ્વાનની હોય તોપણ શિ-યળપણું સાચવવામાં 'ખચિત' હરકત કારકછે. "

'ખરેખર' હે બાઇઓ ! સ્ત્રિઓને મુખ્ય સંગ-ત જેમ પોતાના પતિનીજ રાખવાનીછે, તેમજ નીતિનાં પુસ્તકોની અને સુવિચારી સહીયેરોની પણ કરવાનીછે; દુઃખની વેળા અને મનની મુઝવણ વેળા નીતિનાં પુ-સ્તકો અને સત્ સંગત જેવાં ઉપયોગી થઈ પડે છે તેવા આ સંસારમાં બીજાં કોઈ પણ ઉપયોગી થઇ પડતાં નથી. ઘટિત અથવા અઘટિત સર્વ વાતનો ખુલાસો ખરી સંગતથી મળી શકે છે;—માટે સંગત કરવી તે વિદ્યાવાન અને સદ્‌ગુણીનીજ કરવી. વળી ભર્તૃહરિ કહેછે કે,—

जाड्यंधियोहरतिसिञ्चतिवाचिसत्यं
मानोन्नतिंदिशतिपापमपाकरोति ।
चेत:प्रसादयतिदिक्षुतनोतिकीर्तिं
सत्संगति:कथयकिंनकरोतिपुंसाम् ॥

અર્થ—સત્સંગતિ બુદ્ધિનું જડાપણું હરી લેછે, બોલવામાં સત્યતા લાવેછે, પોતાના માનની ઉન્નતી બ-તાવેછે, પાપ દૂર કરેછે, હૃદયને પ્રસન્ન કરેછે અને સર્વ દિશામાં કીર્તિપાથરેછે; ત્યારે કહો કે, એ (સત્સંગતિ) મનુષ્યને આટેવધારે શું કરવી નથી ?

# निद्रा विषे.

પ્રિય બાઇઓ ! સ્ત્રિઓને '૫' કલાક અને પુરૂષોને '૬' કલાક ઉપરાંત નિદ્રા માણસોને જેવું દુઃખી અને દરિદ્રિ કરેછે, તેવું દુઃખી અને દરિદ્રિ કરવાનું જગતમાં બીજું એકે પણ સાધન નથી. ખાત્રી કરી માનજો કે નિદ્રા વધારવી અથવા ઘટાડવી એ ત્હમારાજ હાથમાંછે. જેમ જેમ નિદ્રાને વધારતાં જશો તેમ તેમ દરિદ્રિપણાને અને આળસને આવવાનું ઉત્તેજન મળતું જશે. શું આળસથી અને અધિક નિદ્રાથી સર્વ કામનો નાશ થતો નથી? થાયછે.

"ખરેખર" જે માણસ નિદ્રાને પોતાના સ્વાધિન પણામાં રાખેછે, તે માણસ પોતાની મન ધારેલી ઇચ્છા પાર પાડેછે. જગત્માં જેટલા ગ્રંથકારો, જેટલા કીર્તિવંતો, અને જેટલા હુન્નરિઓ થઇ ગયાછે અને થાય છે—તે સર્વેકવખતની અને વિશેષ નિદ્રાને શત્રુ દાખલ ગણેછે; માટે નિદ્રાને પોતાને સ્વાધીન રાખતાં દરેક મનુષ્યોએ નિદ્રાને સ્વાધીન કદી થવું નહિં. નીચ માણસને અત્યંત દ્રવ્ય મળવા છતાં તે પોતાના જાતિ સ્વભાવ ઉપર ગયા વિના રહેતો નથી,—તેમ વિશેષ નિદ્રાવાળો માણસ જોઇયે એવો સુખી હોય તો પણ તે પાછો દુઃખી થયા વિના રહેતો નથી.

અરે! વિચાર કરવો જોઇયે કે "ઇશ્વરે" આ

જગતમાં માણસોને મનુષ્ય દેહમાં જન્મ આપ્યો છે તે શું ઊંઘવાને માટે આપ્યો છે? મ્હોટી ઊંઘ તો એવીછે કે જેનું પાછું નામ પણ કોઇ લેનારજ નથી! ત્યારે ઊંઘવાને ચ્હાવું, અથવા વિશેષ નિદ્રા લેવી–એ 'ખરેખર' કેવીજીંદગીને ટૂંકી કરનારી, દરિદ્રિપણામાં ખપાવનારી, અને દરેક કામમાં અડચાણ કરનારી છે, તેનો ત્હમે જાતેજ પોતાના અનુભવ ઉપરથી વિચાર કરો!

હે બાઇઓ! ત્હમારી જીંદગીની અંદર ત્હમારી બાલ્યાવસ્થા તો ત્હમારા માતાપિતાને ઘેરે ગુજરે છે, તેથી કદી ત્હમારા માતા પિતા જો મૂર્ખ હોય તો-ત્હમને વિશેષ નિદ્રાને માટે ઠપકો આપતા નથી, પણ બાકીની જીંદગી ત્હમારે સાસરે ગુજરેછે;–કે જયહાં ત્હમારી સંસાર સંબંધી કામ કાજની, અક્કલ હુશિયારીની, અને ત્હમો કેવા કુળના છો, તેની પરીક્ષા થાયછે. એવે ઠેકાણે જો ત્હમે નિદ્રાને હદમાં નથી રાખતાં–તો સિદ્ધાંત કરી માનજો–કે ત્હમો ત્હમારા માબાપ તરફથી પૈસામાં પુરા હોવાછતાં પણ ઠપકાને લાયક થઇજ પડશો; અને ત્હમારા સાસુ-સાસરા, દીયેર-જેઠ વિગેરે જે ત્હમને દરિદ્રિપણામાં ખપાવશે-તે ત્હમારે સાંખીજ લેવું પડશે. અહા, આ શો ગજબ! મનુષ્ય જાત થઇને દરિદ્રિમાં ખપવું–એ શું થોડી શરમની વાત?! "ખચિત" તે કરતાં મરવું એ કબુલ કરવું વધારે સારૂં, પણ દરિદ્રિમાં કદી ખપવું નહિં.

વળી, કેટલીએક સ્ત્રિઓ નિદ્રાને એવી તો આધી-

ન હોય છે કે, પાસે જો નગારાનાં અવાજ થતા હોય તોપણ જાગૃત થતી નથી. ત્યારે હે બાઇઓ! એવી સ્ત્રિઓ પોતાના પશુ સમાન બાળકોની સંભાળ કેમ લઇ શકશે? અને રાતનાં ઘરમાં જો આગ લાગી-તો તેવે સમયે પોતાનો અને બીજાઓનો બચાવ કેમ કરી શકશે? ખચિત નહિંજ કરશે. ત્યારે, એવી વિ-પત્તિ લાવનારી નિદ્રાને સ્વાધીન થઇ પોતાના બાળકોને હેરાન કરવા, અને પોતાનો જીવ જોખમમાં નાખવો-શું એ બીના અતિ ખેદકારક નથી? 'ખરેખર' એવી સ્ત્રિઓને ઇશ્વરે જો મનુષ્ય જાતિમાં જન્મ ન આપ્યો હોત તો કેવું સારૂં થાત?!

વળી વિચાર કરો કે, હદ ઉપરાંત વિશેષ નિદ્રા લેવાવાળું માણસ, જો પોતાના નિદ્રાના વખતમાંથી ફક્ત એકજ કલાક વચતો જાગી-ને તે સમયમાં નીતિનાં નવાં નવાં પુસ્તકો વાંચી, નવાં નવાં હુનરો શિખશે, તો તેમનાં જ્ઞાનમાં કેટલો વધારો થશે? અગર ઇશ્વરનીભક્તિ જ કરશે તો ઇશ્વર કેવા પ્રસન્ન થશે? એ શું, તે માણસને કમતી લાભ છે? ઘણોજ. અને, શું તે માણસ ઠપકાને લાયક થનાર છે? ખરેખર થનારજ નથી.

જેમ જેને આહાર વધારે છે તેમ તેને નિદ્રા પણ વિશેષછે; માટે જેમ બને તેમ આહાર પોતાની પાચનશક્તિના પ્રમાણ મુજબજ રાખીને દિવસ કરતાં તો રાતનાં સમયમાં ઓછોજ રાખવો. "ઇશ્વરે" નિમેલા નિયમ પ્રમાણે વિચાર કરતાં, '૪' કલાકમાં આંખો પાછી

કેવી ઉપડે છે ? પણ તે સમયે જો આળસને તિર-
સ્કાર નથી કરતા–તો નિદ્રા પાછું પોતાનું પ્રબળ એવું તો
બજાવેછે કે ઘણો વખત પણ વ્યર્થ ગુમાવવો પડે છે.
માટે તે સમયે જેમ બને તેમ આળસને દૂર કરી જાગૃત
થઈને બેઠા થવું; અને સહજ વખત પછી તાકીદથી
પોતાને કામે વળગી જવું–એ દરેક મનુષ્યની મુખ્ય
અને પ્હેલી ફરજ છે.

## विचारीने बोलवा विषे.

પ્રિય બાલકો ! મનુષ્યમાત્રનાં ઊત્તમ ડહાપણ-
માં મુખ્ય ડહાપણ એજ છે કે વિચાર કરીને બોલ-
વું. જે સ્ત્રી અથવા પુરૂષ વિદ્વાવાન અને સદ્ગુણી
છતાં આબરૂ અને ખરી કીર્તિ મેળવવા પ્રયત્ન કરે;
પરંતુ જ્યાહાં સુધી પોતે વિચાર કરીને બોલતા નથી
અને વર્તતા નથી, ત્યહાં સુધી તે, એક નિશાળે જતાં
ન્હાનાં બાલકની માફક છે. શું, બાળકમાં વિચાર ક-
રીને બોલવાની શક્તિ હોય છે, કે બાળકમાં બીજાને
બોધ આપવાની શક્તિ હોય છે ? બેઉમાંથી કંઈજ ન-
હિં. ત્યારે જે માણસ ઉંમરે પ્હોંચેલછતાં, જે શ-
બ્દો હું બોલીશ તે શબ્દોનો સામા માણસ કેવો તોલ
કરશે. તેનો પ્રથમ પોતે વિચાર કરે નહિં, અને જો

મ તેમ બોલી દેછે, ત્યારે તેમનાંમાં અને એક ન્હાનાં બાળકમાં આપણે શો ફેર સમજીએછિએ ? તેનો હેમેજ વિચાર કરો.

જેમ ખરો ઝવેરી 'પ્રસંગે' પથ્થરને હીરામાં ખપાવે, અને અજાણ માણસ હીરાને પથ્થરમાં ખપાવે, તેમ જે માણસ અતિ ચતુર છતાં જો વગર વિચારે બોલે તો તે પોતાના બોલને હીરાને બદલે પથ્થરમાં ખપાવેછે; અને અજ્ઞાની છતાં જો વિચારીને બોલેછે તો તે માણસ પોતાના બોલેલા શબ્દોને પથ્થરને બદલે હીરામાં ખપાવે છે. સંસારમાં વગર વિચારે થોડું અથવા ઘણું બોલવાવાળા મનુષ્યો બાજાગથી ઘણાં દલગીર થએલા છે, અને વિચાર કરીને થોડુંપણ બોલવાવાળા માનને લાયક થએલા છે. માટે વગર વિચારે વિશેષ બોલવા કરતાં વિચાર કરીને થોડું બોલવું, એજ ઉત્તમ ડહાપણ છે.

જે સ્ત્રી સાસરામાં કે પિયેરમાં કોઇપણ માણસ સાથે વગર વિચારે બોલે છે અને વર્તે છે, તે સામા માણસનાં ચાહેનાં અને યશ પોતે કદી મેળવી શકિત નથી. કઠોર અને અવિચારપણે બોલવાથી જેટલું દુઃખ, જેટલું અપમાન, અને જેટલું પરાધીનપણું ભોગવવું પડેછે, તેટલુ દુઃખ આ સંસારમાં બીજે કોઇપણ સ્ત્રીને ભોગવવું પડતું નથી. માટે હે બાળાઓ ! ત્હમો ખાત્રીથી માનજો કે વિચાર કરીને સુંદર અને મધુર બોલવાથી-જેમ તારા મંડળમાં 'ચંદ્ર' દીપિ

નીકળે છે તેમ તે માણસ દીપિ નીકળશે. પંડીતો એ વિષે શું કહેછે કે;—

केयुरानविभूषयंतिपुरुषंहारानचंद्रोज्वला
नस्नानंनविलेपनंनकुसुमंनालंकतामूर्धजाः ।
वाण्येकासमलंकरोतिपुरुषंयासंस्कताधार्यते ॥
क्षीयंतेखलुभुषणानिसततंवाग्भूषणंभूषणं ॥

" અર્થ—પુરૂષને બાજુબંધ શોભાવતા નથી, ચંદ્ર કરતાં ઉજ્વલહાર શોભાવતા નથી, ન્હાવું, ચંદન ભરવું, પુષ્પોની માળા એએોપણ શોભાવતા નથી; તેમ સુશોભિત કરેલા માથાના વાળો પણ શોભા કરનારા નથી; પણ જે વિચારીને બોલાયલી વાણી છે તેજ સુશોભિત કરે છે. કેમકે એ ઉપર કહેલાં બાજુબંધ, હાર-ઇત્યાદિ ભૂષણોનો વખતે ક્ષય થઇ જાય છે, પણ વિચાર પૂર્વક બોલાયલી વાણીરૂપે આભૂષણનો ક્ષય થતોજ નથી. "

શું તમો નજરે જોતા નથી, અને કાને સાંભલતા નથી, કે ચતુરરાજા હમેશાં કોની સલાહ લે છે ? અને સ્હેંકડો અને હજારો માણસ ઉપર હુકમ ચલાવવાની સતા કોને આપે છે ? વલી, જુદી જુદી જાતનાં દરેક માણસો પોતપોતાની ન્યાતીમાં ઉપરી કોને ઠેરવે છે ? કે જે ચતુર અને વિચાર ક-

રીને બોલવાવાળા અને વરતવાવાળા છે તેમનેજ તે દરરજો મળે છે. ત્યારે ત્હમો વિચાર કરો કે જગતમાં જે કોઇપણ વગર વિચારે બોલે, અને વિચાર કરીને બોલવાનું પ્રયોજન સમજે નહિં. તેનો જન્મ કેવો વ્યર્થ છે ? માટે હવે જેમ બને તેમ વિચાર કરીને બોલવા પછી પણ પાછો તેનો તોલ કરવો.

અહા ! મદિરા વિગેરે દરેક કેફી ચીજનો વપરનારી પોતાનો કેફ ઊતરેથી પોતાની આબરૂની અને નાણાંની થતી ખરાબી વિષે, અને એ સંબંધી પડી ગયલી આદત વિષે મનમાં બહુ ખેદ પામી ને પાછળથી કેવો પશ્ચાત્તાપ કરે છે ? તેમજ ઓ બાઇઓ ! વગર વિચારે બોલનારને પાછલથી એકદમ પશ્ચાત્તાપ કરવો પડેછે. માટે ભુલ ચુકે પણ વગર વિચારે ન બોલતાં ન્હાંનપણથીજ વિચાર કરીને બોલવાની આદત પાડવી.

# हिंमत अने धीरज विषे.

હે બાઇઓ ! અગર પડતાં દુઃખની વેળાએ જો ત્હમે હિંમત અને ધીરજ નહિં રાખો તો ખાત્રી કરી માનજો કે એમાં ત્હમારી અને ત્હમારા કુટુંબની ખરાબી થનાર છે. જેમ એક પડવામાં તૈયાર થઇ રહે-

આ ઘરને ટેકો ન મળે તો તે પડી ગયા વિનાં રહેતું નથી, તેમ પડતી દશામાં ધીરજ ને હિંમત ન રાખે તો તે દુઃખી થયા વિનાં રહેતું નથી.

પ્રિય બાઇઓ ! જો ત્હમને પિયેર તરફનું, સાસરા તરફનું, લોક તરફનું, વૈરી તરફનું અને વહાલા તરફનું જોઇયે તે તરફનું દુઃખ હોય, તોપણ તે સમયે ત્હમારે ધીરજ ને હિંમત રાખ્યા શિવાય બીજો છુટકો નથી. "હિંમતે મર્દા તો મદદે ખુદા"—એ કેહેવત શું કંઇ ખોટી છે ? સિદ્ધાંત કરી માનજો કે દુઃખનો છેડો સુખ અને સુખનો છેડો દુઃખ છે.

અહા ! નદીમાં બુડતાંનાવમાંથી વગર તરનાર માણસ જીવવાની આશા કેવી છોડી દેછે ? તેમ મૂર્ખ, અભણ અને અવિચારી માણસ પણ સંકટની વેળા એ ધીરજને હિંમત છોડી દેછે. એ 'ખરેખર' અતિ ખેદકારક છે; પણ જેમ તરનાર માણસ તરીને પાર ઊતરવાની હિંમત રાખે છે, અને તે પાર ઊતરીજ શકે છે—તેમ વિદ્યાવાન અને ડાહ્યો માણસ પણ હિંમત અને ધીરજથી જોઇયે એવું દુઃખ છતાં, પણ તે દુઃખ દરીયાને તરીને સુખની સીડિયે પહોંચી શકે છે,—શું એ થોડી આનંદની વાત છે !? 'ખરેખર,' જેમ શૂરવીર માણસ શત્રુનાં અતિબળને કોઈ પ્રકારે ગણકારતો નથી, તેમ ખરો હિંમતવાન માણસ પણ વિકાલ સમાન વિપત્તિને કોઈ રીતે ગણકારતો નથી. એ વિષે ભર્તૃહરિ કહેછે કે;—

निंदंतुनीतिनिपुणायदिवास्तुवंतु
लक्ष्मीःसमाविशतुगच्छतुवायथेष्टं ।
अद्यैववामरणमस्तुयुगांतरेवा
न्याय्यात्पथःप्रविचलंतिपदंनधीराः ॥

" અર્થ—નીતિમાં નિપુણ મનુષ્યો ચ્હાય નિંદા કરે અગર સ્તુતિ કરે, લક્ષ્મી ચ્હાય આવી નિવાસ કરે અથવા બીજકુળ જતી રહે–એટલે કે નિર્ધન પણું થાય; આજેજ મરણ થાય અથવા કોઈ યુગને અતરે, એટલે બહુકાળે આવા અજાયબી બનાવો બનો, તોપણ હિંમતવાન મનુષ્ય પોતાના યોગ્ય માર્ગને મુકી એક પગપણ ઉલટે રસ્તે મુકતાં નથી."

વળી વિપત્તિની વેળાએ ત્હમો બીજાનાં ઊપરનું પડતું દુઃખ તપાશી જુઓ–કે અતિ સંકટ ખમવાછતાં પણ તે ધૈર્યવાન મનુષ્ય કેવી હિંમત અને ધીરજ ધરે છે !

" નાશક ગામમાં એક બ્રાહ્મણ રહેતો હતો. તેને એક સ્ત્રી અને ચાર પુત્ર હતા. તેમાં એક પુત્ર આંધળો, એક પાંગળો, એક ગુણી ને એક દુર્ગુણી હતો. તે બ્રાહ્મણ ઘણો વૃદ્ધ અને અશક્ત થવાને લીધે ઘરનું ગુજરાન ગુણી પુત્ર ચલાવતો. હવે નશીબ યોગે એકાએક પેલા વૃદ્ધ બ્રાહ્મણને કાંઈક અગાઉનાં અપરાધસર સરકાર તરફથી કેદખાનાની શિક્ષા

થઇ. અને વળી એ બનાવને બે દિવસ ન થયા એ-
ટલામાંતો કોગળીયાનાં રોગે તે બ્રાહ્મણનાં ઘરમાં તેની
સ્ત્રી અને ચારે છોકરાનો સેહેજમાં નાશ કીધો;
" શિવ, શિવ, શિવ, શિવ ! ! શું હવે તે કેદ પડેલા
બ્રાહ્મણ ઉપર થોડું દુ:ખ ? હે બાઇઓ, • એવું દુ:ખ
દુશ્મનને પણ ન દખાડે ! તોપણ તે બ્રાહ્મણ, એ વિ-
ષેની ખબર પડતાંજ કેદખાને પડયો પડયો ' હાય
મારી ' કપાળે હાથ દઇને ધીરજ અને હિંમત ધરી
વિચાર કરેછે કે, હે અદલ ન્યાઇ વિશ્વપતિ ! હવે
દુ:ખ પડવામાં કંઇ મણા રહી નથી; પણ અરે !
સંકટની વેળાએ આપઘાત કરવો, ત્હને દોષ દેવો
અને હિંમત હારવી, એ ખરેખરા પાપીનું અને મૂ-
ર્ખનું કામ છે. શું હિંમત હારવાથી, અને ત્હને દોષ
દેવાથી કંઇ દુ:ખમાં ઘટાડો થનાર છે ? નહિંજ.
ત્યારે, જેવું કરવું તેવું પામવું, તેમાં બીજાને દોષ શા-
નો દેવો ! પૂર્વજન્મમાંને આ જન્મમાં જે જે પાપી
કૃત્યો કીધા હશે અને કીધા છે, તેનો બદલો હે "ઈ-
શ્વર" હવે મળી ચુકયો; પણ હવે હું પ્રણામ પૂર્વક
ત્હારી વીનતી કરૂંછું કે, કોઈ પણ માણસ હરેક પ્ર-
સંગે અને સંકટની વેળાએ ધીરજ ને હિંમત રાખ-
તા છતાં અનીતિનાં દુષ્ટકામો કરવા તત્પર થાઓમાં!"

અહા ! એ પ્રમાણે વિચાર કરીને તે બ્રાહ્મણે
કેવી હિંમત ધરી, તેનો ત્હમે વિચાર કરો. માટે
હવે હે બાઇઓ ! પડતાં દુ:ખની વેળાએ અવશ્ય ક-

રીને બીજાનાં ઊપરનું દુ:ખ જોવું, કે તેમનાં ઉપર જે દુ:ખ પડેલું છે અને પડેછે તે કરતાં આપણે કેવા અલ્પ દુ:ખી અને વિશેષ સુખી છીયે ? માટે જોઇયે તેવું દુ:ખ હોય તોપણ તે સમયે નગભરાતાં એકદમ ધીરજને હિંમત ધરવી—એજ ખરેખરૂં સુખનું મુળ છે.

## स्वामिनी सेवा विषे.

હે બાઇઓ ! ઇશ્વરે અને ત્હમારા માતાપિતાએ નિર્માણ કરી આપેલો ત્હમારો પતિ જોઇયે એવો અભણ હોય, જોઇયે એવો અપંગ હોય, જોઇયે એવો દુર્વ્યસની હોય, જોઇયે એવો કુલક્ષણી હોય, જોઇયે એવો વ્યભિચારી હોય, જોઇયે એવો હીણકમાઊ હોય, અને જોઇયે એવો મુર્ખ હોય; તોપણ તેજ ત્હમારો મુગટ, તેજ ત્હમારો શૃંગાર, તેજ ત્હમારી દોલત, તેજ ત્હમારૂં સ્વરૂપ, તેજ ત્હમારૂં સુખ અને તેજ ત્હમારૂં તન મન ને ધન ત્હમારે ખાત્રી પુર્વક સમજવું.

જે સ્ત્રી પોતાના પેટ કરતાં, પોતાના સંતાનો કરતાં, પોતાના સ્વાર્થ કરતાં, અને જે પોતાને પ્રિયમાં પ્રિય હોય તે કરતાં પણ પોતાના સ્વામિને અધિક ગ-

ણીને અન્ય પુરૂષોને પોતાના સગાભાઇઓની માફક ગ-
ણેછે, તે સ્ત્રી આ લોકમાં ને પરલોકમાં અપાર સુખ
અને અપાર કીર્તિ મેળવેછે. "કેહેવત છે કે સ્વા-
મિએ માની તેને ઘેરે માની, ઘેરે માની તેને લોકે
માની. અને લોકે માની તેને પરલોકે માની." વળી
નીતિ શાસ્ત્રમાં કહ્યુંછે કે;—

यापतिंहरिभावेनभजेच्छ्रीरिवतत्परा ॥
हर्यात्मनाहरेर्लोकेपत्याश्रीरिवमोदते ॥ १ ॥

" અર્થ—સ્ત્રી પોતાના સ્વામિનાથમાં ઇશ્વર
બુદ્ધિ રાખી તેનેજ આધીન થઇને લક્ષ્મીજી જેમ હ-
રીનું સેવન કરેછે તેમ તેનું સેવન કરે તો તે સતિ
સ્ત્રિ, વિષ્ણુ લોકમાં ઇશ્વરરૂપ પોતાના સ્વામિની સાથે
જેમ લક્ષ્મીજી સુખ ભોગવેછે તેમજ તે સુખ ભોગવે
છે."

હવે દૈવયોગે જે સ્ત્રીનો પતિ નિરૂદ્યોગી, અભણ
અને અજ્ઞાની હોય; તે છતાં દુર્વ્યસની, દુર્ગુણી, અને
પરદારામાં લીન થએલો હોય,—તોપણ તે પતિને આ-
ધીન રહી સ્ત્રીએ પોતાના શુદ્ધ મનથી, શુદ્ધ આચરણ-
થી, અને શિયળપણામાં ભંગ ન પડે તેવી રીતે એજ
પતિની સેવામાં તત્પર રેહેવું એ પણ દરેક સ્ત્રિઓ-
નો મુખ્ય ધર્મ છે.

અહા ! પતિ પોતાની પત્નિની સલામતી માટે

કેવાં કરજો, કેવાં ખરચો; અને કેવાં સંકટો ભોગવે છે ? ત્યારે જે સ્ત્રી પોતાના પતિની મરજી ઊપરાંત કામ કરેછે, પતિને પજવે છે, અને પતિની આગ્નાથી વિરૂદ્ધ રહેછે, તે સ્ત્રીને શું થોડો ધીટકાર ? ખરે-ખર, તે સ્ત્રીનો ઇશ્વિરને ત્યહાં કોઈપણ ભવે છુટકો થાય એમ કદીપણ સમજવુંજ નહિં.

જગત્માં જે સ્ત્રી વાંઝણી રહેછે તે સ્ત્રી મુર્ખની માફક સંતાન પ્રાપ્ત થવા માટે શું થોડા પ્રયત્ન કરે છે ? અને વળી થોડો પશ્ચાત્તાપ કરે છે ? અત્યંતજ. એમ થવાથી જો કે તે સ્ત્રી પશ્ચાત્તાપ કરે તે યથાર્થ છે, પરંતુ આદિ માણસો પણ તેણીનો તિરસ્કાર કરે છે. પરોઢીએ જ્યારે તેણીનું મ્હોઢું જોવામાં આવે છે, અથવા બહાર નિકળતી વખતે જયારે તેણીનું શ-કુન મળેછે, ત્યારે તેણીને કાળસમાન દેખે છે;—ત્યારે તે સ્ત્રી કેવી પાતકી છે ? ! પણ ઓ બાઇઓ ! તમો સિદ્ધાંત કરી માનજો કે જે સ્ત્રિએ પૂર્વ જન્મમાં પો-તાના પતિનો તિરસ્કાર કરી ને અન્ય પુરૂષથી વ્યભિ-ચાર કર્યો હશે, અને પતિની સેવાથી દૂર રહીને પતિની આગ્ના લોપી હશે. તેજ સ્ત્રી ‘ ખરેખર ’ એવી નિ-ર્વંશી ( એટલે વાંઝણી ) રહે છે.

માટે હવે હે બાઇઓ ! જેમ બને તેમ, જેમ લોહચુંબક લોખંડને વલગી રહેછે, તેમ દરેક સ્ત્રિ-ઓએ પોતાના પતિતરફ આગ્નામાં, રીઝવવામાં અને સેવામાં વળગી રહેવું જોઇએ.

# पतिव्रतां विषे.

પ્રિય બાઇઓ ! આ જગતને વિષે દરેક સ્ત્રી માત્રને મોક્ષ થવાનો મુખ્ય માર્ગ અને મુખ્ય ધર્મ પતિવ્રતાપણુંજ છે. સ્ત્રીને દરેક પરોપકારનાં કામોમાં, સર્વ ઉત્તમ ગુણોમાં, સર્વ નીતિનાં કામોમાં, સર્વ સ્વાર્થનાં કામોમાં, અને સંસારમાં સ્ત્રીમાત્રને કરવાનાં દરેક કામોમાં 'પતિવ્રતાપણું પાળવું' એજ સર્વોત્તમ સમજવું. સ્ત્રી જન્મનું સાર્થક પતિવ્રતાપણાંથીજ છે એમ સિદ્ધાંત માનજો.

હે બાઇઓ ! પતિજોઇયે એવો યોગ્ય અથવા અયોગ્ય હોય, પરંતુ જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા લોપીને, પતિની સેવા મૂકીને, પતિને દુઃખ દઇને, જન્મમાં એકજ પતિ ઉપરાંત બીજો પતિ ( યાર ) કરે, અથવા પરપુરૂષની સોબત કરે, તો તે સ્ત્રીને આખા બ્રહ્માંડનું પાપ અને કોટાનકોટિ વખત ધિક્કાર હજો ! જો ક્ષણમાત્ર પણ પરપુરૂષની સાથે કુદ્રષ્ટીએ જોયું તો પતિવ્રતાપણું ભંગ થાયછે. માટે પોતાના પતિ શિવાય અન્યપુરૂષ જોઇયે એવો યુવાન હોય, જોઇયે તેવો સ્વરૂપવાન હોય, અને જોઇયે એવો દ્રવ્યવાન હોય-તો પણ દરેકક્ષણે તેમાંના ન્હાના પુરૂષને ભાઇસમાન અને મ્હોટા પુરૂષને પિતા સમાન ગણવો.

આ સંસાર ત્યાગ કરી થઈ ગએલા સાધુજનો,

સ્હેકડો અને હજારો વર્ષ સુધી તપ કરી થઇ ગએલા તપસ્વિ લોકો, નવા નવા પંથો ઉભા કરીને હજારો માણસ ઉપર સત્તા ભોગવેછે તે લોકો, ઇત્યાદિ મહા-માનિઓ અને મહા ભાગ્યશાળીઓ સર્વત્ર જેટલી સ-ત્તા ભોગવી ગએલા છે અને ભોગવે છે, તે કરતાં પણ પતિવ્રતા સ્ત્રી વિશેષ સત્તા ભોગવે છે.

" એ વિષે ભોજ પ્રબંધમાં એક દ્રષ્ટાંત છે.— એક સમય ધારાનગરીમાં રાત્રીને વખતે ફરતાં ભોજ રાજાએ, એક બ્રાહ્મણ પોતાનાં ઘરમાં પોતાની પતિવ્રતા સ્ત્રીના ખોળામાં મસ્તક મુકી સુતો હતો તે જોયું. એ ટલામાં તેનો બાળક સુતો હતો તે જાગી ઉઠયો, અને રમતે રમતે અગ્નિ પાસે ગયો. તે જોઇએ પ-તિવ્રતા સ્ત્રિએ સુતેલા પોતાના પતિને નજગાડતાં અને અગ્નિમાં પડતા બાળકને ન બચાવતાં અ-ગ્નિની પ્રાર્થના કરી કે હે યજ્ઞેશ્વર ! તું સઘળા કર્મનો સાક્ષીછો; હું પતિસેવામાં તત્પર છું તે તું જા-ણેછે, માટે દયા કરી મ્હારા બાળકને દાહ કરીશ નહિં. ત્યારપછી તે બાળક અર્ધ ઘડી સુધી અગ્નિમાં ખુબ ખુશી સાથે રમ્યો અને રોયો પણ નહિં. એટલામાં તેનો પતિ ખુશીથી જાગી ઉઠયો; ત્યારે તે પતિવ્રતાએ પોતાના બાળકને ઝડપથી તેડી લીધો. આ એ પરમ ધર્મ જોઇ વિસ્મય સાથે રાજાએ વિચાર્યું જે અહા ! મ્હારા સમાન કોનું ભાગ્ય છે ? જે મ્હારા રાજ્યમાં

આવીઓ ઉત્તમ પતિવ્રતાઓ વસેછે ! ફરી પ્રાતઃકાળે સભામાં આવી સિંહાસનપર બેસી ‘ કાળિદાસને ’ કહ્યું કે કવિરાજ ! આજ રાત્રિએ મ્હોટું આશ્ચર્ય જોયું ! એટલું કહી એક પદ્યનો ચોથો ભાગ બોલ્યો;— हुताशनश्चंदनपंकशीतलः એ પ્રમાણે સાંભળી. કાળિદાસે પણ તરતજ ત્રણ ભાગ પુરા કરી આપ્યા; “ सुतंपतंतं प्रसमीक्ष्यपावके, नबोधयामासपतिंपतिव्रता ॥ तदाभवत्तत्पति भक्तिगौरवात्, हुताशनश्चंदनपंकशीतलः ॥ ” રાજાએ પોતાના હૃદયનોજ અભિપ્રાય કવિએ કહી આપ્યો તે જોઇ તેને પ્રણામ કર્યા. તો બેહેનો ! પતિવ્રતા ધર્મ પાળવો આવો ઊત્તમ છે કે જેથી સર્વ દેવતાઓ પણ ડરતાજ રહે છે. ”

‘ખરેખર’ જેમ ઊંચી પદવી મેળવવા માટે પ્રથમ કંટાળવા છતાં પણ વિદ્યાનીજ કેલવણી લેવી પડે છે, તેમ પતિવ્રતા પણું પાળવામાં મૂર્ખ અને વ્યભિચારી પુરૂષોનાં હાથમાંથી બચાવ કરવા માટે ઘણાં સંકટો વેઠવા પડેછે, અને ઘણી સાવચેતી રાખવી પડેછે; તેમ ખીલતી યુવાવસ્થામાં પણ દૈવયોગે પતિ નિર્બળ હોવાથી–અથવા પતિ તરફનો વિયોગહોવાથી કામાગ્નિએ પેદા કરેલી વિરહ વેદનાને મનથી ઘણી મારવી પડેછે. અહા ! એ પ્રમાણે જે સ્ત્રી દુઃખ ભોગવે, અને પોતાના કામાગ્નિને આધિન રાખે, તે સ્ત્રી કેવી ભાગ્યશાળી? કે જેણીને ઇશ્વર પણ આધિન !

હે બાઇઓ ! પતિવ્રતાપણું પાળવાનાં કીધે-

લા નિશ્ચયમાં ત્હમારૂં મન ચળવચળ થાય છે કે નહિં, પડતાં દુઃખોથી ત્હમો કંટાળોછો કે નહિં, તે જોવાને માટે ઇશ્વર ત્હમને કસી જોશે; અને જે દુઃખ અને જે અડચણો ત્હમને ભોગવવી પડેછે તે કસી જોવાને માટેજ-એવો મનમાં નિશ્ચય જાણી, જેમ દરિયામાં વહાણનાં તળીયાને અસંખ્ય માછલીઓ અને બીજા જીવો લાગવા છતાં તેને કોઇ પણ રીતની બીજી અસર કે હરકત થતી નથી-તેમ પતિવ્રતાપણું પાળવાનાં ત્હમારા કીધેલા નિશ્ચયને ત્હમો કોઇ રીતની પણ આડી અસર થવા દેશો નહિં. દ્રષ્ટાંત તરીકે સીતાજી, દ્રૌપદી, દમયંતી ઉપર એ સંબંધી અનહદ દુઃખો પડયા હતા, પણ શું તેણીઓએ પતિવ્રતાપણું પાળવાનો કીધેલો નિશ્ચય કદી ફેરવ્યો હતો? નહિંજ. ત્યારે ત્હમારે પણ એ ઉત્તમ વિચાર કેમ ફેરવવો? ખરેખર, હે બાઇઓ! ત્હમારે પણ પતિવ્રતાપણું પાળવાને કદી ચુકવું નહિં, અને એ સંબંધી કીધેલો વિચાર કદી ફેરવવોજ નહિં.

# अनीतिनां खरच विषे.

પ્રિય બાઇઓ! ત્હમો ખાત્રીથી માનજો-કે જેમ વિદ્યા શિખતાં પડેલી મેહેનત પાછળથી સુખ આપે છે,

તેમજ કસર કરીને બચાવેલું દ્રવ્ય વિપત્તિની અને ઘડ-પણની વેળાએ જેવું જોઇયે તેવું સુખ આપેછે; માટે નકામાં ઉડાઉ ખરચો ન કરતાં જે કંઇ પ્રાપ્તિ થતી હોય તેમાંથી યોગ્યપણે કસર કરીને સંગ્રહ કરી રાખવો એ દરેક મનુષ્યની મુખ્ય ફરજ છે.

અરે, કેવી દિલગીરીની વાત છે ! કે ઘણાંક જનો લગ્ન, શીમંત (અઘહરણી) અને મરણ પાછળ ( દ્રવ્ય હોય કિંવા ન હોય તો કરજો કરીને પણ ) આબરૂની અને નામની ખાતર જમણવારોનાં ઉડાઉ ખરચો કરી દ્રવ્યની મ્હોટી હાણી કરેછે,-શું એ થોડી પસ્તાવાની વાતછે ?! ખરેખર, જયહાં સુધી જે લોકો એવા નકામાં ઉડાઉ ખરચો કરતાં અટકે નહિં ત્યહાં સુધી તે માણસો પૂરા દ્રવ્યવાન થાય-અથવા તે દ્રવ્યનો સારો ઉપયોગ કરી શકે એમ કદી સમજવુંજ નહિ. વળી, 'ખાવાને સૌ મળશે પણ ખવડાવવાને કોઇ મળનાર નથી'—'ગાંઠે હોય તે ખાવાનું. બાકી સર્વે જોવાનું'— શું એ કેહેવતો કંઇ ખોટીછે ? માટે હે બાઇઓ ! દ્રવ્ય વિશેષ મળ્યું હોય, અને તે કોઇ પણ શુભ કાર્યે સર મધ્યમ પણે ખરચ કરતાં વધારેલું હોય-તેમાંથી ત્હમારા અને ત્હમારા કુટુંબના પોષણ જેટલું રાખી બાકીનું ધર્મ દાન અને પરોપકારને અર્થે ખર્ચો-તો તેમાં ત્હમારી કેવી આબરૂ, કેવી કીર્તિ, અને ત્હમને કેવી આશિષ મળે, તેનો ત્હમેજ વિચાર કરો.

જગત્‌માં જેમ ચોર લોકો ચારે તરફની ચોકસી

રાખીને લાગ ફાવેથી ચોરી કરવાને ભુલતાં નથી, તેમ અ-
વિચારી, ખાઉદાશીયા, અને મોજ મઝા મારનારા, હ-
મારે ત્યહાં કાર્યને ટાંણે હમને ઉડાઉ ખરચો કરાવવાને
ઉશ્કેર્યા વગર કદી ચુકનાર નથી;—માટે તેવે સમયે જેમ
શિકારીનાં હાથમાંથી 'મૃગ' પોતાનો બચાવ કરવા માટે
ઘણી સાવચેતી રાખેછે તેમ હમારે પણ સાવચેતી રા-
ખવી. શું, માલમ નથી કે સુખ અલ્પ અને દુઃખ
વિશેષ ભોગવવાનુંછે ? !

વિચારવંત અને શ્યાણી સ્રીતો-જો પોતાનો પતિ
ટુંક વિચારનો હોય, અને મતલબીઓનાં ઉશ્કેરવાથી-
અથવા પોતાના મનનાં હેતુથી નકામાં ઉડાઉ ખરચો
કરતો હોય, તો તેમ ન કરાવવા માટે અકલની ખૂબી-
થી સમજાવીને વારેછે;—પણ મૂર્ખ સ્રીતો એટલી અ-
વિચારી હોયછે કે શક્તિ હોય અથવા નહિં હોય,
તોપણ કાર્યટાંણે ખરચ કરાવવાને પતિને ઘણી પજવે
છે,-શું એ થોડી અફસોષની વાત ! અરે મૂર્ખ સ્રિઓ !
શું હમને માલમ નથી-જે કાર્યટાંણે કરજ કરીને ખર-
ચ કરવામાં અને કરાવવામાં હમને, હમારા પતિને,
અને પાછળથી હમારાં બાળ બચ્ચાંઓને દુઃખ ભોગવ-
વું પડશે ? માટે હે બાઇઓ ! અવશ્ય કરીને નકામાં
ઉડાઉ ખરચો ન કરતાં અને ન કરાવતાં કરજ કરીને
તો કરતાંજ નહિં, અને કરાવવાની કોઇને પણ સલાહ
આપતાંજ નહિં—એ પણ હમારી મુખ્ય ફરજછે.

વળી પણ વિચાર કરવો જોઇયે—કે, જે ભાગ્યશા-

ળીઓ અને દીર્ઘ વિચારવાળાઓ પોતાનાં અને પરાયાં દ્રવ્યનો ઉપયોગ પરમાર્થે કરી ગએલા છે તેમનાં નામો કેવાં અમર રહેલાછે ? અને તેમને કેવી આશિષો મળેલી છે ? પણ જે ટુંક વિચારનાં અને અલ્પ વખતની વખાણ ચાહનારા માણસો, જમણવારો વિગેરે ઉડાઉ ખરચો કરી ગએલા છે અને કરેછે–તેમને કોઈ પાછળથી યાદ પણ કરેછે ? અને કોઈ આશિષ પણ દેછે ? નહિંજ. ત્યારે એવા ખાધાખરચનાં–વિગેરે ઉડાઉ ખરચો કરવા કરતાં પરમાર્થના ખરચો કરવા–એ કેવા ઉત્તમ શોભા આપનારા અને આશિષ અપાવનારા છે-તેનો હમેજ વિચાર કરો.

# व्यभिचार अने गर्भपात् विषे.

ગર્ભપાત્ એટલે–પતિ' પાસે ન છતાં, અથવા વિધવાપણામાં પર પુરૂષના સંગથી રહેલા ગર્ભનો જાણી બુજીને નાશ કરવો તેને ગર્ભપાત્ કહેછે. હે બાઇઓ! મહાપાપી કૃત્યોથી નરક કુંડમાં જે જે જીવો પીલાય છે તેનો ઓછાં વધતાં પાપના અનુક્રમે વ્હેલો અથવા મોડો પણ છુટકો છે, પરંતુ ગર્ભપાત્ કરનારી સ્ત્રીનો છુટકો કોઈ કાળે પણ હોય એમ સ્વપ્ને પણ સમજવું નહિ. ગર્ભપાત્થી જે જીવ હત્યા થાય-એ દોષ પારવિનાનો

અથવા શું કંઇ થોડાછે ? અત્યંતજ. ત્યારે એવા દોષિત થવા માટે, હે બાઇઓ ! પરપુરૂષનો સંગ અને ગર્ભપાત્ શું કામ કરવો જોઇયે ? ! ઇશ્વરેચ્છાથી ત્હમને ત્હમારા પતિથી દૂર રહેવું પડયું, અથવા ત્હમારા પ્હેલાં ત્હમારા પતિનું મરણ આવ્યું, તો શું ત્હમારો કામાગ્નિ ત્હમારે સ્વાધીન રહી શકતો નથી ? અગર સ્વાધીન ન રહી શકે તો શું ત્હમો તે અગ્નિને શાંત કરી શકતા નથી ? કેવી બેદની અને પ્રાયશ્ચિતની વાત ! મનુષ્ય પોતાનું મન પોતે વશ નહિં રાખે ત્યારે માણસ શ્યાનો ? એક પશુ કરતાં પણ નપાવટ ? માટે હે બાઇઓ ! હવે ભુલચુકે પણ વ્યભિચાર કરવો નહિં—કે જેથી ગર્ભપાત્ કરવાનો અવસરજ આવે નહિં.

અરે બાઇઓ ! વ્યભિચાર કરવા માટે અને ગર્ભપાત્ કરવા સમયે ત્હમારે કેટલી અડચણો, કેટલી દેહેશતો, અને કેટલી સાવચેતી રાખવી પડેછે ! અને તે ઉપરાંત લોકોને જયારે માલમ પડે છે ત્યારે કેટલો ફિટકાર ખમવો પડેછે? શું ત્હમો તેનો જરાએ વિચાર કરતા નથી ?! કેહેવત છે કે 'પાપ છાનું રહેજ નહિં,' તેમ ત્હમારૂં પાપ જ્યારે પ્રગટ થશે ત્યારે, અગર ત્હમો ત્હમારા પ્રપંચે કરીને આ મૃત્યુલોકનાં રાજયમાંથી બચી જશો, પણ સર્વત્ર વ્યાપક જે 'ઇશ્વર' કે જેને ક્ષણેક્ષણની ખબર છે તેના હાથમાંથી કેમ બચી

શકશો ? નહિંજ બચશો. માટે પ્રિયબાઇઓ, ત્હ-મને યોગ્ય છે કે એવા પાપી વ્યભિચારનાં અને ગર્ભ-પાત્ના કામો કદી કરવાંજ નહિં.

વળી ખાત્રીથી માનજો—કે, જેમ તલ અને દી-વેલી ઘાણીમાં પડતાં પ્હેલીજ જોગવાઇએ પીલાઇ જઇને સત્વ તેનું નીકળી પડેછે, તેમ વ્યભિચા-રિણી અને ગર્ભપાત્ કરનારી સ્ત્રીના પ્હેલીજ જોગ-વાઇએ કરી ચુકેલા સત્કર્મો અને પૂર્વનાં સંસ્કારથી કર-વાનાં સત્કર્મો ધોવાઇ પડેછે. માટે હે બાઇઓ ! ત્હ-મારા નાશકારક હવશોનાં અલ્પ સુખને માટે ત્હમારાં અપાર સુખનાં સાધનો સેહેજમાં ધોઇ નાખવાં, એ કેવી ધિક્કારની અને અપસોષની વાત છે ? જેમ સર્પને દુધ પાવા છતાં પણ તે ડંશ્યાવગર રહેનાર નથી, તેમ વ્યભિચારનાં પાપી કર્મો ત્હમને ઊંડા ખાડામાં નાખ્યા શિવાય કદી રહેનાર નથી એમ સત્ય માનજો.

“ અહા ! જ્ઞાનીઓ શું કહેછે—જે ગર્ભપાત્ અ-ને વ્યભિચાર કરવાવાળી સ્ત્રીનાં મરણ પછી જો તેનુ સબ રખડતું રહ્યું, તો દૈવયોગે પશુ, પક્ષી, વિગેરે જે પ્રાણીઓ તેના માંશનો અહાર કરેછે તે પ્રાણીઓને ઓદ્ધાર સતયુગમાં પણ થઇ શકતો નથી,—ત્યારે તે મરણ પામેલી પાતકી સ્ત્રીનો ઓદ્ધાર ક્યારે થશે તે ક-ળીપણ શકાતું નથી. ”

માટે હે બાઇઓ ! અનંત દુઃખ છતાં પણ વ્ય-

ભિચારનું અને ગર્ભપાતનું નામ સાંભળતાંજ ત્હમો હજારો ગાઉ ન્હાસતાં ફરજો !

# कसरत विषे.

પ્રિય બાઇઓ ! સ્ત્રીઓને બાલ્યાવસ્થામાં શરીર વાળવા અને મજબુત કરવા માટે કસરતશાળામાં જઇને કસરત કરવી એ એક યથાર્થ માર્ગ છે,—પરંતુ ઘરસંસારની સમજણમાં આવ્યા પછી એવે ઠેકાણે અને એ રીતની કસરત કરવી ઘટારત નથી; માટે ઘરનું કામકાજ કરવું, નવા હુન્નરો શિખવા, પુસ્તકો વાંચવા, વિગેરે વખત કામમાં ગાળવો, એજ ત્હમારે ખરેખરી કસરત થયલી સમજવી.

બાઇઓ ! કામકાજમાં વખત ગાળવાથી ત્હમારૂં શરીર પ્રબળ રહેશે, આળસ દૂર થશે અને ખાધેલું પચી શકશે,—પણ કંટાળીને બેસી રેહેવાથી શરીરમાંનો અગ્નિ મંદ થઇ ને વ્યાધિ ઉત્પંન થશે. જે સ્ત્રી સુખના દિવસમાં બેસી રહીને ચાકરો પાસે કામ કરાવેછે, પણ તેણીઓને યાદ રાખવું જોઇયે કે હમેશાં સુખના દિવસ સરખા જનાર નથી; જયારે દુઃખનો દિવસ આવશે ત્યારે, જો સ્વઅંગે કામકાજ કરવાની ટેવ નહિં પાડી હશે તો તેવે સમયે પોતાનો સંસારૂ

અજ્ઞાવવો મુશ્કેલ થઇ પડશે. શું સેહેજમાં રંકનારાય અને રાયના રંક બનતાં નથી ? બનેજ છે. માટે હે બાઇઓ ! જોઇયે એવી વ્યવસ્થા છતાં પણ હાથે કામકાજ કરવાની પાડેલી આદત, શરીરને વિષે, અને વળી દુઃખને વિષે અતિ ઉપયોગી થઈ પડશે.

કનિષ્ટ સ્થિતિવાળી સ્ત્રી ઘરનું કામ કરવામાં મુદલ હલકઇ સમજતી નથી, પણ ઉત્તમ અને મધ્યમ સ્થિતિવાળી સ્ત્રી કરવી પડેલી મ્હેનતને અને ઘરનાં કામને હલકઇપણું સમજેછે; પણએ વિચાર કેવળ મૂર્ખપણાનોછે. સ્ત્રીઓની મુખ્ય ફરજજ છે કે, ઘરનું સર્વે કામ કાજ શિખવું અને અનુભવ લઇ રાખવો. અલ્પ વિચારી સ્ત્રિઓ પોતાના ચાકરો પાસે તેમની શક્તિ ઉપરાંત કામ કરાવ્યાજ કરેછે, પણ જયહાં સુધી જે કામનો પોતે અનુભવ લીધો નથી ત્યહાં સુધી તે કામનો સંપૂર્ણ વિચાર થઈ શકતો નથી; માટે અનુભવ લેવાથી એકતો શરીરને કસરત થાય–બીજું હરેક પ્રસંગે તે કામ કરવાની આગેવાની બને, અને ત્રીજુંતેની કિંમત્ત અને કદર માલમ પડે.

વળી પણ હે બાઇઓ ! ત્હમો એમ ન સમજતાં કે સારી સ્થિતિ છતાં ઘરનું કામ કરવાથીજ શરીરને કસરત થાય; ઘરનાં કામનો અનુભવ લઇ રાખવો એ તો સ્ત્રિઓનો ધર્મછે;–પરંતુ નવા નવા હુન્નરો શિખવા, ભરતો ભરવા, દેશો જોવા, પુસ્તકો વાંચવા, સંતાનોને બોધ આપવા વિગેરે એપણ એકરીતની મુખ્ય કસરત

છે. સારાંસમાં એટલુંજ કે ( કસરત માટે ) નકામો વખત ન ગાળતાં નિમમ્રપણે વખત કામમાંજ ગાળવો.

# भान्डुओनी संभाळ विषे.

હે ભાઇઓ ! જે ઉદરમાંથી ત્હમારો જન્મ થયો તેજ ઉદરમાંથી ઊત્પન્ન થયલા ત્હમારા ભાન્ડુઓની સંભાળ લેવી, એ શું ત્હમને લાયક નથી ? ' ઈશ્વરે ' જે ત્હમારા ભાન્ડુઓ કીધાછે તેની સંભાળ ત્હમો ત્હમારી શક્તિ મુજબ નહિં લ્યો તો ત્હમારા જેવા ઇશ્વરનાં ઘરના ગુન્હેગાર બીજા કોણ હશે ? ખાત્રીથી માનજો કે ઇશ્વરે ભાન્ડુઓની જે બક્ષેસ કીધી છે, તે પરસ્પર એક બીજાની સંભાળ લેવાનેજ માટે.

અહા ! અખિલ બ્રહ્માંડપતિ જે " પરમાત્મા " કે જેને કોઈની પણ દરકાર નથી તે પણ, જગત્માં પશુ, પક્ષી, જીવ, જંત, ઝાડપાન, ફુલ, ફળ વિગેરે સર્વેની દરેક ક્ષણેક્ષણે કેવી સંભાળ લેછે ? વડનું ઝાડ પોતાની ફેલાયલી ઘટાનિચે તડકામાંથી આવનારને કેવી આશાએસ અને શીતળતા આપેછે ? તેમજ હે ભાઇઓ, દરેક માણસોએ પોતાનાંઓની સાથે પારકા-

ઓની પણ સંભાળ લેવીજ જોઇયે,–પરંતુ તેમ ન લેતાં જે માણુસ પોતાના ભાન્ડુઓની પણ સંભાળ નલે તો તેના જેવું પાપી અને દુષ્ટ બીજું કોણ હશે? 'પરેપર' કોઇજ નહિં. માટે જેમ દૂધ અને પાણી ભેગા થતાંજ મળી જાયછે, તેમ દરેક માણસોએ પોતાના ભાન્ડુઓ સાથે મળી જવું જોઇયે. અને જેમ (ઉદ્યમ) માણસોની સંભાળ લેછે, તેમ દરેક મનુષ્યોએ પોતાના ભાન્ડુઓની સંભાળ અન્યોઅન્ય લેવીજ જોઇયે.

નીતિશાસ્ત્રે વિચાર કરતાં જેમ પુરૂષને તેમજ સ્ત્રીને પોતાના ભાન્ડુઓની અને કુટુંબની સંભાળ લેવા સમાન ઉત્તમ પુન્ય બીજું એકે નથી. જેમ રાજ્ય ચલાવનાર રાજા અથવા રાણીને પોતાની રૈયતને પોતાની પ્રજા સમાન ગણીને સંભાળ લેવી યોગ્ય છે, તેમજ દરેક માણસોને પણ પોતાના ભાન્ડુઓની અને કુટુંબની સંભાળ લેવી યોગ્ય છે. વિચાર કરો કે ઇશ્વરની કેવી ખૂબી છે! કે જેને ત્યહાં ગાડીઘોડા, વાડી વજીફા, ચાકરો વિગેરે લાખ્ખો રૂપિયાની સત્તાછે, તેમાંનાં ઘણાંએકને ભાન્ડુઓનું અને પ્રજાનું સુખ મુદલ હોતુંજ નથી; ત્યારે તેઓ કેવા કમનશીબવાન? માટે હે બાઇઓ! તહમો સિદ્ધાંત કરી માનજો કે જેના ઊપર ઇશ્વરની અતિ મહેર હશે તેનેજ ભાન્ડુ અને પ્રજા હશે. માટે અવશ્ય કરીને ભાન્ડુ-

ઓની અને કુટુંબની સંભાળ લેવામાં કદી ચુકવું નહિં.

# શૃંગાર વિષે.

પ્રિય બાઇઓ ! શૃંગાર એટલે ઘરેણાં જેમ ત્હમારા શરીરને શોભાવનારાંછે તેમ ત્હમને નીચી પદવિએ લાવનાર અને વખતે પ્રાણ લેવડાવનાર પણ એજ ઘરેણાંછે. માટે એવા જોખમ ભરેલા શૃંગાર પેહેરવા કરતાં જ્ઞાનોદય રૂપી શૃંગાર પેહેરવા—એ ઉત્તમ સુખ અને શોભા આપનારાછે. અહા ! જઠરાગ્નિ પ્રદીપ્ત હોય અથવા નહિં હોય-તોપણ, ભારી જમણ કરતાં સાદું અને સુતરૂં જમણ શરીરને કેવું સુખ આપેછે ? કૃતઘ્નિ મિત્ર કરતાં શાણા શત્રુથી કેવું નિર્ભયપણું રહેછે ? તેમ હે બાઇઓ ! એવા જોખમ ઊપજાવનારાં શૃંગાર હોવા છતાં પણ નહિં પેહેરવા એથી કેવું નિર્ભયપણું રહેછે ? !

ત્હમો વિચાર કરો કે બેઉ સ્ત્રી સાથે જતી હોય, તેમાં એક સ્ત્રી મૂર્ખ છતાં શૃંગારથી સજેલી હોય, અને બીજી સ્ત્રી વિદ્યાવાન અને સદ્‌ગુણી છતાં ગરીબાઇને લીધે શૃંગાર વગરની હોય, તોપણ રસ્તામાં ચાલતાં સ્ત્રિઓ અને વિદ્વાનો તરફથી જેટલું માન તે

વિદ્યાવાન સ્ત્રીને મળે છે તેટલું માન અથવા તેનાથી અર્ધું પણ પેલી અભણ અને શૃંગારવાળી સ્ત્રીને મળતું નથી, ત્યારે એ સ્ત્રીને કેવી શરમની વાત ? !

કેટલીએક મૂર્ખ અને અવિચારી સ્ત્રિઓ ખોટી શોભા લેવાને ખાતર, અને પોતે પુંજીવાળીછે એમ જણાવવા ખાતર પોતાનાં સંતાનોને બાલ્યાવસ્થાથીજ ઘરેણાં પેહેરાવીને રઝળતાં મુકેછે; પણ એથી કેવાં માઠાં પરિણામો નીપજે છે કે જેથી લુચ્ચા, ઠગારા અને ચોર લોકો ઘરેણાં કાઢી લેવાને ખાતર બચ્ચાંઓને ફુસલાવી સાથે લઇ જઇને-ઘરેણાં ઊતારી લઇ, જો મનમાં દયા આવી તો તેને છોડી દેછે, નહિંતો તેનો પ્રાણ લેછે,—શું એ થોડી અપસોષની વાત ? ! અરે બાઇઓ ! એ ઠેકાણે ત્હમારી શોભા અને ઘરેણાં ક્યાં રહ્યાં ! શું, ત્હમે ત્હમારે હાથેજ ત્હમારાં અમૂલ્ય રત્ન જેવાં બચ્ચાંઓનો જાન નથી લેવડાવતાં ? ફિટકાર છે એવા ત્હમારા વિચારોને ! માટે હે બાઇઓ ! હવે ત્હમો કંઈ સમજો ! કદીપણ ત્હમો ત્હમારાં બચ્ચાંઓને ઘરેણાં પેહેરાવતાં નહિ,-અગર શોજસાજ પેહેરાવવાની ઇચ્છા થઇ તો તે પેહેરાવીને જેમ ત્હમો ત્હમારા જીવની સંભાળ રાખોછો તેમ તેની સંભાળ રાખીને તાકીદથી પાછાં ઉતારી લેજો. કેમકે એથી કદી પણ શોભા મળેલી સમજવી નહિં.

ખાત્રી કરી માનજો કે જે શૃંગાર ( ત્હમારો પતિ હૈયાત છે એવાં ફક્ત ચિન્હ દેખડાવનારાંછે તે )

ત્હમોને પેહેરવાની ફરજજ છે તે ઉપરાંત વિશેષ શૃંગાર હોવા છતાં પણ નહિં પેહેરવાં—એ ખરેખર ત્હમારૂં માન જાળવવાનું મુખ્ય સાધન છે. કેમકે ત્હમારી પડતી દશામાં એ ન હોવાથી એકાએક ત્હમારો ભરમ કદી ખુલશે નહિં અને લોકોમાં હાંશી થશે નહિં.

# गर्भ समयनी संभाळ विषे.

પ્રિય બાઇઓ ! જેમ ઘરનો આધાર પૃથ્વિ છે, તેમ ત્હમને સારાં કે માઠાં થતાં સંતાનોનો આધાર તે ત્હમોએ ગર્ભ સમયમાં પોતાની કીધેલી જે સંભાળ એજ છે. માટે રહેલા ગર્ભના દિવસોમાં ખાવા પીવાની, સુવા બેસવાની, ફરવા હરવાની વિગેરે શરીરની ઘણી સંભાળ રાખવી જોઇયે. જેમ કોઇપણ રાજાનાં રાજ્યમાં અજ્ઞાની પ્રધાન પ્રજાને અડચણ આપે છે, તેમ મૂર્ખ સ્ત્રી રહેલા ગર્ભ સમયે સંભાળ ન રાખે તો પોતાની થનારી પ્રજાને પોતેજ અડચણ આપેછે. પછી તે પ્રજા દુર્બળ, રોગિષ્ટ અને કુરૂપી થાય તેમાં નવાઇ તે શું ? માટે હે બાઇઓ ! જ્યારથી ગર્ભ રહેલો હોય ત્યારથી તે પ્રસવ થતાં સુધી અત્યંત સંભાળ રાખવી એ અતિ ઉપયોગી છે.

વળી, તેવે સમયે ખાવાનું પણ સાદું, ઉત્તમ અ-

ને પચી શકે તેવું રાખવું જોઇયે; ઘરનાં અને બહા-
રનાં કામકાજથી શરીરની સંભાળ રાખવી; શક્તિ ઉ-
પરાંત પરિશ્રમ કરવો નહિં; તાજી હવા લેતા રહેવી;
જાગરણ ઘણું કરવું નહિં; મૈથુનાદિકથી દૂર રહેવું;
શરીર સ્વચ્છ રાખવું; વસ્ત્ર ચોખ્ખાં પેહેરવાં-વિગેરે
અનેક રીતની સંભાળ રાખવી જોઇએ. કેટલીએક
અવિચારી અને દૈવઆધિને રેહેનારી સ્ત્રિઓ સ્વાદની
ખાતર વગર વિચારે ખાયા કરેછે અને પોતાના શ-
રીરની મુદલ સંભાળ રાખતીજ નથી-એ ' ખરેખર '
મ્હોટી દિલગીરીની વાત છે ! શું ચુલા ઊપર રાંધવા
મુકેલું ધાન્ય જો નશિબ ઊપર આધાર રાખીને નિયમ
નિયમ ન જોયું હોય, તો તે બળ્યાવિનાં કે બગડયા-
વિનાં રહે છે ? બગડેજ છે. અંજાણી જગ્યાએ જં-
ગલમાં ચાલતાં સામે જો હિતકારી મનુષ્ય મળ્યો હો-
ય. તો શું તે સુમાર્ગ બતાવ્યા શિવાય અથવા મનને
સારી અસર કીધા વિના રહે છે ? સારીજ અસર ક-
રે છે. અને માણુસની જગ્યાએ જો માંસ ભક્ષી—
મારી નાખવાને શક્તિવાન એવું જાનવર મળ્યું હોય,
તો શું તે મારી નાખ્યાવિના અથવા અડચણ આપ્યા
વિના રહે છે ? અડચણુજ આપે છે. ત્યારે હે બા-
ઇઓ ! ગર્ભ રહેલો હોય ત્યારે જો નશિબ ઊપર આ-
ધાર રાખીને ખાવાપીવાની વિગરે શરીર તરફની સં-
ભાળ નહિં રાખી હોય તો ગર્ભને માઠી અસર થયા
વિના કેમ રહે ? અને સારી રીતે સંભાળ રાખી હો-

ય' તો સારી અસર થયા વિના કેમ રહે ? ! માટે હે બા-
ઇઓ, એવે સમયે જોઇયે એવું દુ:ખ છતાં પણ જીવ
આનંદમાં રાખીને અવશ્ય શરીરની ઘણી સંભાળ રાખવી'
એ અતિ ઉત્તમ અને ઉપયોગીછે !

---

# ધર્મદાન કરવા વિષે.

હે બાઇઓ ! આ સંસારમાં આવી ત્હમારો પતિ જેકંઇ પ્રાપ્તિ કરતો હોય, અને ઉદાર મનનો નછતાં ધર્મ દાનનાં અને પરોપકારી કામો નકરતો હોય, તો ત્હમારે ત્હમારા પતિને સમજાવીને યથાશક્તિ ધર્મદાન કરાવતાં રહેવું. અગર ત્હમારો પતિ પ્રારબ્ધનાં યોગેકરીને હીણુ કમાઉ હોય, અગર (તમો બેઉમાંથી કોઇએપણ) વારસા તરીકે આઇતી દોલત મેળવેલી હોય, અગર તેમ નછતાં ત્હમો (સ્ત્રી પુરૂષ) સારો ઉદ્યમ કરીને ખરચ ચલાવવા લાયક દ્રવ્ય પેદા કરતાંહો—તો તેમાંથી પણ યથાશક્તિએ ત્હમારા પતિની પાસે અને પતિની ગેરહાજરીમાં ત્હમારે પોતાને ધર્મ કરતાં રહેવો, એ ત્હમારી મુખ્ય ફરજછે.

વળી ધર્મ કરવો તે ગુપ્ત એટલે છાનો કોઇને કહીને કરવો નહિં- અથવા કરીને કોઇને કેહેવો નહિં. છીપ તે જોઇયે એવો અલ્પ કિંવા વિશેષ ધર્મ કીધો હોય, તોપણ

પોતે પોતાના મ્હોઢેથી પોતાનું નામ કદી કેહેવું નહિં, જે અમુક ધર્મ અથવા અમુક પરમાર્થનું કામ મેં કીધું છે. કેમકે એમ કેહેવાથી એકતો પોતાની હલકાઈ માલમ પડે, અને બીજું કીધેલા ધર્મથી જે ફળ મળવાનું હોય તે ઓછું થાયછે; માટે ભૂલચુકે પોતાનો કીધેલો ધર્મ પોતે પ્રસિદ્ધ નકરતાં બનતો ધર્મ અને પરમાર્થનાં જે કામો કરવાં તે સુપાત્રમાં અને અશકતોને વિશેષ ઉપયોગી થઈ પડે તેવાં કરવાં.

વળી મનમાં દયા રાખવી, અને યાચકનો તિરસ્કાર કરવો નહિં; સર્વનું ભલું ઇચ્છતાં રહેવું. કેહેવતછે કે, "આંગળી દેખડાવ્યાનું મ્હોટું પુણ્યછે" એમ સદા વરત્યા કરવું; પારકાનો હક પોતે લેવો નહિં અને પતિને લેવા કેહેવો નહિં; પારકા ધર્મની નિંદા નકરતાં સ્વધર્મ કદી છોડવો નહિં, વિગેરે એવા દયા ભરેલા નીતિના વિચારો રાખતાં રેહેવા' એ દરેક મનુષ્યોનો મુખ્ય ધર્મછે—કે જેમાં ધર્મદાન કરવા કરતાં પણ વિશેષ સાર રહેલોછે,

જે સ્ત્રી વિદ્યાવાન, વિવેકી અને સદ્ગુણી છતાં પણ તે પોતાના નશિબનાં યોગે કરી દ્રવ્યથી કદી હીણ રહી હોય, તોપણ તે પોતાના પેટનાં પોષણમાંથી પણ થોડોક ભાગ ગરીબ ભિક્ષુકોને ધર્મ કરેછે; અને તે ઉપરાંત પોતાના પ્રકાશિત થએલાં જ્ઞાનવડે જેજે પરમાર્થનાં કામો કરેછે

તે જુદાં, ત્યારે તે સ્ત્રીના ધર્મનો શો પાર ? 'ઇશ્વર' તેણીનાં ઉપર પ્રસન્ન થયા વિનાં કેમ રહેશે ? પણ જે સ્ત્રી જ્ઞાનમાં અધુરી અને પૈસામાં પુરી-કે જે ધર્મના નામને પણ સમજતી નથી, જે પરોપકાર તે શું ! પુણ્ય તે શું ! દ્રવ્ય મળ્યું તે શું કંઇ બીજાને માટે ! એવા એવા સ્વાર્થ ભરેલા દુષ્ટ વિચારો ઉત્પન્ન કરીને મુદલ ધર્મદાન કરતીજ નથી, ત્યારે તેણીનાં ઉપર "ઇશ્વર" કોપાયમાન થયા વિનાં કેમ રેહેશે ? હે બાઇઓ ! ખરેખર, એવી સ્ત્રિઓ પોતેજ પોતાના પગમાં જાણીજોઇને કુવાડો મારેછે;—એટલે વિપત્તિને માનપૂર્વક તેડું કરીને આવતા જન્મમાં પોતે દરિદ્રિ થવા માગેછે—એ કેવો ગજબ ! અહા ! એમ કોઇપણ કેહેશે જે દ્રવ્ય સાથે આવનારછે ? નહિંજ કેહેશે. શાસ્ત્રમાં પણ શું કહ્યું છે કે;—

आर्द्रसंतानतात्याग:कामवाक्चेत्तसांदम: ।
स्वार्थबुद्धि: परार्थेषुपर्याप्तमितिसद्व्रतं ॥

અર્થ—સર્વ પ્રાણી માત્ર ઉપર દયા રાખવી, દાન આપવું, કાયા, વાણી, અને મનને નિયમમાં રાખવાં, અને પરમાર્થે કરીને મ્હારો સ્વાર્થ થયો એમ મનમાં સમજવું—એજ સજ્જનોનું પરીપૂર્ણ ઉત્તમ વ્રતછે. ત્યારે હે બાઇઓ ! પોતાની યથાશક્તિએ ધર્મદાન કરવાને કેમ ચુકવું !!

વળી, હે બાઇઓ ! ત્હમો ત્હમારા દ્રવ્યને જોઇને છકી જશો નહિં. જેમ કામી માણસ કામાગ્નિમાં અંધા થઈ પડેછે તેમ ત્હમો અંધા થશો નહિં. કેમકે ત્હમારી કાયા ને માયા, આલોક અને પરલોક એ સર્વ ભંગુરછે. જ્યારે ત્હમો આ સંસાર છોડીને માટીમાંમાટી મળીજશો (ખાખ થઇને ઉડી જશો) ત્યારે હે બાઇઓ, ત્હમારી પાછળ ત્હમારા કીધેલા પાપ ને પુણ્ય શિવાય બીજું કંઇપણ આવનાર નથી. જગત્માં ત્હમે ત્હમારા પોતાને અર્થે જે કંઈ બાગ બગીચા, ગાડીઘોડા, ધનદોલત વિગરે કીધું હશે, તે સર્વ પોતપોતાની જગ્યાએ રહી જશે, અને તેને ત્હમારા સગાં વહલા લુટી લેશે, પરંતુ ત્હમારા હાથના કીધેલા ધર્મને કોઇપણ લુટી લેનારજ નથી, અને તેની યાદી અને આશિષ પણ જનારજ નથી; માટે મનુષ્ય માત્રને ઘટેછે કે, પોતાના દ્રવ્યનો ઉપયોગ પરમાર્થેજ કરવો. શાસ્ત્રમાં એ વિષે એક દ્રષ્ટાંતછે:—એક સમય ભોજરાજાના હાથ ઉપર એક માખી બેઠી હતી. તે પોતાના હાથ માથા ઉપરથી ફેરવતી હતી. ત્યારે ભોજે કાળિદાસ પંડિતને પુછયું કે, આ માખી આમ કેમ કરેછે? ત્યારે કાળિદાસે કહ્યું જે, એતો ત્હમને કહેછે કે ત્હમો કંઈ સમજતા નથી. ભોજે કહ્યું જે શું કેહેછે ? ત્યારે કાળિદાસે નીચે પ્રમાણે શ્લોક કહ્યો;—

देयंभोजधनं धनं सुकृतिभिर्नो संचितव्यं कदा
श्रीकर्णस्य बलेश्चविक्रमपते रद्यापिकीर्तिःस्थिता ॥
अस्माकंमधु दानभोगरहितं नष्टंचिरात्संचितं
निर्वेदादिति पाणिपादयुगलं घर्षंत्यहोमाक्षिकाः ॥ १ ॥

અર્થ—હે ભોજ ! વિચારવાન્ મનુષ્યે ધન હમેશાં દાનરસ્તે દેવું, કદાચિત સંગ્રહ કરવો નહિં. દાન દીધાથી શ્રી કર્ણરાજા, બળિરાજા, વિક્રમરાજા, એમની કીર્ત્તિ આજ દિવસલગી અખંડ આ ભૂમંડળમાં સ્થિર રહીછે. આમોએ મધનો સંગ્રહ કરી ન કોઇને દાન દીધું, અને નભોગવ્યું, તેથી ઘણા દહાડાનું સંગ્રહ કરેલું સઘળું મધ પારાધીના લઇજવાથી નાશ થયું. અરેરે ! એ રીતના વૈરાગ્યથી માખિઓ પોતાના હાથ અને પગ હવે હમેશાં ઘસ્યા કરેછે. અર્થાત્ જે માણસ પોતાના સંચય કરેલાં ધનમાંથી દાન દેતો નથી કે ભોગવતો નથી, તો તે ધનનો નાશ થવાથી પરિણામે તેને તે રીતે રડવું પડેછે.

[કેટલાંએક અવિચારી અને સાધારણ બુદ્ધિનાં માણસો ધર્મને બહાને એકદમ અશક્તછતાં પણ ઉપવાસોકરીને શરીરને કષ્ટ આપેછે એ શું અઘટિતપણું નથી? શું એથી ધર્મદાન અને પરોપકારી કામો કીધા ગણાય ? નહિંજ. 'ખચિત' શરીરમાં પ્રાણ જે ઇશ્વરનો અંશ તેને તે અપમાન આપેછે. અને જે પોતાનું દીર્ઘ આયુષ્ય તેને ટુંકું કરવાને

પોતે પ્રયત્નો કરેછે. શું એથી પોતાનું કૌવત કમી થતું નથી? અને પોતાની વિચારશક્તિ મંદ થતી નથી? થાયછે. ત્યારે ભુખ્યાં રેહેવું અને ઉપવાસો કરવા, એ કેવી દિલગીરીની વાતછે?! ખાત્રીકરી માનજો કે શરીર' એક ઘડીયાલની માફક, અથવા વરાળથી ચાલતાં યંત્રની માફકછે. જેમ યંત્ર ચાલુજ હોય, પણ તેમાં જો પણી થઇ રહ્યું હોય તો સહજમાં તેના સર્વ વિભાગો ઘસાવવા માંડી ને ચાલતી ઘમણ તેની બંધ પડેછે. તેમજ જે માણસ નિયમે નિયમ ન જમતાં એકદમ ભુખને મારે, તો તે જલદીથી મરણ પામેછે. માટે હે મનુષ્યો! ધર્મદાનને બહાને ભુખ્યા રેહેવું, એ કેવળ અજ્ઞાનીપણુંછે. જો ધર્મદાન કરવાની મુદલ શક્તિ નહોય-તો તેવે સમયે મનમાં દયા લાવવી અને ઇશ્વરનું ભજન કરવું, એ સર્વમાં ઉત્તમ સ્તુતિપાત્રછે.]

# आळस विषे.

પ્રિય ભાઇઓ! આળસથી થતી ખરાબી વિષે શું કહું ?! જેમ વગર ન્હાયેલાં માણસનાં શરીર ઉપર મેલ વધતો જાયછે, જેમ પડી રહેલાં લોખંડ ઉપર કાટ ચડતો

જાયછે, તેમ જે માણસ આળસુ થઇને પડી રહેછે, અને આળસથી થતી ખરાબી વિષે મુદ્દલ તોલ કરતોજ નથી, તેના ઉપર વિપત્તિનો કાટ ચઢતો જાયછે. અને આખરે એ આળસુ મનુષ્ય' આ સંસારમાં જન્મ થતી વખતે પોતાના માંબાપને અને પોતાના કુટુંબિને જેવા આનંદનો હેતુ થયલો હતો, તેવોજ આનંદના ભંગનો હેતુ થઇને જેવો જન્મ્યો તેવોજ પોતાની મનુષ્યદેહને અને ગુજરેલી વયને લાંછન લગાડી ચાલ્યો જાયછે. ત્યારે હે જનો! એવા આળસુ માણસની જગ્યાએ જો પથ્થર પેદા થયો હોત તો ધો-બીઓને ધોવાને તે કેવો ઉપયોગી થઇ પડત ! !

જેમ થયલા દરદમાં જીવો પડીને ફોલી ખાતાં પણ "પશુ" પક્ષી-પોતાના દરદની સંભાળ પોતે લઇ શકતા નથી, તેમ માકડ ચાંચડ વિગેરે જીવો ડંસવા છતાં પણ આળસુ માણસ પોતાના શરીરની સંભાળ અને તેનો શો ઉપાય કરવો તે પોતે કરી શકતા નથી; એટલુંજ નહિ, પણ ઘણીક વેળા એવા આળસુ માણસો આળસનાં યોગે કરીને જીવોની હિંસા કરેછે. ત્યારે શું' એવા આળસુ માણસો "પશુ" પક્ષી-કરતાં પણ નપાવટ નહિં ? 'ખરેખર' જગત્માં એવા આળસુ સમાન મહાપાપી અને દુઃખીયારા બીજા કોઇજ નહિં.

"ખાત્રીથી માનજો કે દરેક કામને વિષે આળસ

રાખવાથી સુખનો નાશ થાયછે અને દુઃખની વૃદ્ધિ થાયછે. જગત્માં જે કોઇપણ માણસ આળસને શત્રુ દાખલ નગણતાં મિત્ર દાખલ ગણેછે, તે પોતાના સુખરૂપી ખેતરમાં ધાન્યને બદલે કાંટા વાવેછે."

"ખરેખર' આળસુ સ્ત્રી પોતાના સાસરામાં કદી સુખ પામનાર નથી, અને મનથી ધારેલું કામ પણ નિયમે નિયમ પાર પાડનાર નથી. જેમ સદા સ્વાદિષ્ટ ભોજન જમનારને અને પકવાન ખાનારને સુકો રોટલો ખાવો અણગમતો થઇ પડેછે, તેમ આળસુ સ્ત્રીને સુકો રોટલો તો શું" પણ પોતાનું શરીરજ પોતાને ભારે થઇ પડેછે. ત્યારે હે બાઇઓ ! તે સ્ત્રી પોતાની જાતનું સુખ પોતે કેમ લઇ શકશે ? અચિન્ત' તેમ નખની શકતાં, જેમ 'પક્ષાઘાત' વિગેરે એવી જાતના વાયુથી શરીર નકામું થઇ પડેછે, તેમ આ સંસારમાં સર્વને તે નકામી થઇ પડતાં, પોતાનો ઉત્તમમાં ઉત્તમ જે મનુષ્યદેહ તે વ્યર્થ ગુમાવશે; માટે કિંચિત પણ શરીરમાં આળસનો પ્રવેશ થવા દેવો નહિ. જગત્માં સાહસ ભરેલાં કામો થતાં જે અટકેછે તે આળસથીજ અટકેછે.

# संप विषे.

પ્રિય બાઇઓ ! હમારૂં અને હમારા કુટુંબનું માન વધારીને સુખી થવું એ હમારાજ હાથમાંછે. સંપે સુખ ને કુસંપે દુ:ખ એમ ખાત્રીપૂર્વક માનજો. ચઢતી પડતી સર્વને આવશે એવો વિચાર લાવીને, હે બાઇઓ ! સાસરામાં સાસુ સસરા, દિયેર જેઠ વિગેરે સગાંસહોદર સાથે જો હમો ભેલા રહેતાં હો-તો હરગેજ કરી જુદા રહ્યાનો ભાવવટીક પણ મનમાં લાવશો નહિ. ચઢતી દશામાં જુદા રહ્યાથી પ્રથમ હમને સુખ જેવુંતો માલમ પડશે, પણ પડતી દશામાં એજ માટે હમારે જન્મ સુધી પશ્ચાતાપ કરવો પડશે. સારી સ્થિતિમાં હમારા પાડપડોશી, સગાંવહાલા, સહિયરો વિગેરે તમારૂંજ ખાઇપીને સર્વ હમારા વહાલા થશે, પણ પડતી દશામાં એજ લોકો હમારો સુદલ ભાવ નપુછતાં કદા દુશ્મન થઇને ઉભા રહેશે. માટે ભૂલચુકે પણ હમો હમારા કુટુંબથી જુદા નરહેતાં સંપને કદી તોડશો નહિ. એ વિષે એક કવિ કેહેછે કે:—

संहति:श्रेयसीपुंसां, स्वकुलैरल्पकैरापि ॥
तुषेणापिपरित्यक्ता, नप्ररोहंतितंदुला: ॥

અર્થ—પોતાના કુળનાં કમજોર અને થોડા જણનો

પણ સંપ હોય તે બહુ શ્રેય કરનારછે. જેમકે ભાત ઉપર-ની ફોતરી ઉતરેલી હોય તો એકલા રહેલા ચોખા કોઇ દિવસ ઉગતા નથી, ફોતરી હોય તોજ ઉગેછે. તેમજ કુટુંબિઓનો સંપછે તે આગળ થતા વધારાનો મુખ્ય હેતુછે, તેથી સંપને કદીપણ છોડવો નહિં.

હે બાઇઓ! અગર સંપ કરીને સાથે રેહેવામાં, મનમાં ત્હમો એમ માનતાં હશો કે દુઃખો ઘણાં સોસવાં પડશે, પણ ત્હમો સિદ્ધાંત કરી માનજો કે તે ત્હમારાં ભલાનેજ કાજેછે. સાસરામાં સાસુ સસરા, દીયેર જેઠ, દેરાણી જેઠા-ણી વિગેરે પોતાની અથવા ત્હમારી અજ્ઞાનતાને લીધે ત્હમને અથવા ત્હમારા માતાપિતાને આળોદે, ખાવાપીવા તરફથી અને વળી વસ્ત્રઅલંકાર વિગેરે તરફથી ત્હમને હેરાનગતીઓ ભોગવાવે, તોપણ તે સમયે ત્હમારે અ-ત્યંત ગંભીરતા વાપરીને, જેમ પ્રાણ જતી વખતે 'ઓલિયું' અનહદ દુઃખ સહન કરેછે તેમ ત્હમારે સહન કરવું; અને એ પ્રમાણે જો ત્હમો સહન કરીને શરીરમાં આળસ ન રાખતાં કડવી જુબાન નહિં રાખશો-તો ત્હમો ખાત્રી પૂર્વક માનજો કે જે ત્હમને દુઃખ દેનારા તેજ ત્હમારી આધિનતામાં થઇ રહેશે.

ત્હમો વિચાર કરો કે જે માણસો પોતાનો ધર્મ અને જાતિ છોડીને અન્ય ધર્મમાં અને અન્ય જાતિમાં જાયછે, તેમાંનાં ઘણાંએકને કેવા ચીથરેહાલ રખડતાં જોઇયેછિયે?!

વખતે તેઓને પેટ ભરવાનાં પણ વાંધા હોયછે. વળી પોતાની સીમ છોડી જનારા કુતરાને બીજી સીમના કુતરાઓ કેવા હેરાન કરેછે ? ! લશ્કરમાંથી જે ટુકડી છુટી પડેછે તેને શત્રુ તરફથી તારાજ થવાની અને મુસ્કેલીઓ ખમવાની કેવી વિશેષ ધાસ્તિ રહેછે ? ! તેમજ જે માણસ પોતાના કુટુંબથી જુદો રહીને સંપને તોડેછે, તે માણસને 'અરિચ્યત' એવી હેરાનગતીઓ અને ધાસ્તિઓ ભોગવવી પડેછે.

વળીપણ ત્હમો વિચાર કરો કે, કુસંપથી રાજાઓનાં રાજ્ય કેવાં પાએમાલ થઈ ગયાંછે ! કુસંપથી શ્રીમંત ગૃહસ્થોના ઘરો કેવાં બેદાનમેદાન થઈ ગયાંછે ! માટે સંપથી વરતવામાં અને સંપથી રેંહેવામાં જે સુખ, જે કીર્તિ અને જે આનંદછે તે બીજા કોઇમાં નથી. ખાત્રીથી માનજો કે સંપથી સાથે રેંહેવામાં ત્હમારો ભરમ કદી ખુલશે નહિં અને દુશ્મનનું જોર ચાલશે નહિં.

# સુઘડતાઇ વિષે.

પ્રિય બાઇઓ ! ત્હમારા શરીરની, પેંહેરવાનાં વસ્ત્રોની, ખાવાની, ઘરની વિગેરે સર્વ કામમાં ત્હમારે સુઘડતાઈ રાખવી—એ ત્હમારી અને ત્હમારી પ્રજાની જીંદગી સુધીના

સુખની અને આરોગ્યતાની મુખ્ય નિશાનીછે. સાક્ષાત્ 'લક્ષ્મીજી' પણ કહેછે કે, જેને ત્યહાં સુઘડતાઇ તેને ત્યહાં હું નિરંતર વાસો કરૂંછું.

"જેમ છાપરૂં એ ઘરનું ઢાંકણછે, જેમ ત્વચા એ શરીરનું ઢાંકણછે, તેમ સુઘડતાઇ' એ આળસનું અને દરિદ્રતાનું મુખ્ય ઢાંકણછે."

પ્રિય બાઇઓ ! સર્વ કામની સુઘડતાઇથી ત્હમારૂં શરીર નિરોગી રહેશે, પ્રજા સુંદર અને પ્રબળ થશે, મન પ્રફુલ્લિત રહેશે, અને ત્હમારે ઘેરે આવનારા સગાંવહાલા અને સ્નેહિઓ પણ ખુશી થઇને ત્હમારી તારીફ કરશે.

જ્યહાંસુધી હીરો જમીનમાં રહેછે ત્યહાંસુધી તે નકામો અને માટી જેવોછે, પણ જ્યારે તેને બહાર કાઢવામાં આવેછે ત્યારે તે અમૂલ્ય અને સર્વને પ્રિય થઇ પડેછે. તેમ જ્યહાંસુધી જે માણસ સુઘડતાઇ રાખતો નથી ત્યહાંસુધી તે માણસ સંપૂર્ણ સુખે છતાં પણ પાસે બેસનારને અણગમતો થઇ પડેછે. શું' હીરા ઉપરથી માટી કાઢયા વગર, અથવા હીરાને સ્વચ્છ કીધા વગર હીરો સ્તુતિપાત્ર ગણાયછે?! નહિંજ. તેમ વગર સુઘડતાઇ વાળો મનુષ્ય પણ સ્તુતિપાત્ર ગણાતો નથી.

ત્હમો ત્હમારા પોતાનાજ અનુભવ ઉપરથી વિચાર કરો કે, જે દિવસે ત્હમો મોડા ઉઠોછો, શરીરમાં આળસ

રાખોછો, ખાવાનું વગર નિયમે રાખોછો, ઘરમાં ગલીચી રાખોછો, વસ્ત્ર મેલાં પેહેરોછો, અને શરીર પણ સ્નાન વગરનું રાખોછો તે દિવસે ત્હમારૂં મન કેવું બેચેનીમાં અને દિલગીરીમાં રહેછે ?! અને જે દિવસે એ (ઉપર કહેલી રીતિ) થી ત્હમો ઉલટાંજ વર્તોછો, એટલે પ્રભાતમાં વ્હેલા ઉઠીને સર્વ કામમાં સુઘડતાઇ રાખોછો, તે દિવસે કેવાં ત્હમો આનંદમાં રહીને ઘરનું કામકાજ અને ધારેલું કામ પાર પાડોછો ?! ત્હમો જોતાં હશો કે જે લોકો સર્વે કામમાં સુઘડતાઇથી વર્તેછે, તેઓનાં શરીર કેવાં પ્રબળ અને પુષ્ટ હોયછે ! તેઓ કેવાં નિરોગી અને સુખી રહેછે ? તેમની પ્રજા કેવી સંપૂર્ણ સુખે વર્તેછે ? જેમકે વર્તમાન કાળમાં યુરોપીયનો ! શું તેઓ થોડું સુખ ભોગવેછે ?! 'ખરેખર' જે માણસ આળસને દૂર કરી નિદ્રાને ઓછી ચાહે, અને સર્વ કામમાં સુઘડતાઇ રાખે, તે માણસ એવા ઉત્તમ સુખને પહોંચે એમાં કંઇજ સંદેહ નહિં. માટે આળસને દૂર કરીને જેમ બને તેમ ત્હમો ત્હમારી કાયાની, રેહેવાની જગ્યાની, ખાવાપીવાની, પેહેરવા ઓઢવાની વિગેરે સર્વ કામમાં સુઘડતાઇ રાખજો—કે જેથી ત્હમો, ત્હમારૂં કુટુંબ અને ત્હમારી પ્રજા એ સઘળાં સુખી થશે !

# मधुरता विषे.

હે બાઇઓ ! નિષ્કપટથી નમ્રપણે મિઠી જુબાન—એટલે મધુરવાણી માણસોને જેવી પ્રિય લાગેછે, અને સામા માણસોની જેવી ચાહેના મેળવેછે, તેવું લાભકારી અને વશીકરણ જગત્માં બીજુ કંઇ નથી. જોઇએ એવો કટ્ટો દુશ્મન હોય, જોઇએ એવો ઘાતકી હોય, તોપણ તેમની સામે માઠું લાગવા જેવું ન બોલતાં જો નમ્રપણે સાકરની માફક મિઠી જુબાન વાપરી હોય-તો તેમનાં મનનો વિચાર ફેરવાઇ જઇને વ્યાપેલો ક્રોધ નરમ પડીને તેમનાં અંતઃકરણમાં દયાની અસર ઉપજ્યા વિના કદી રહેજ નહિ. કડવા અને કઠોર શબ્દથી ક્રોધનું બીજ ઉગતું જાયછે, અને નમ્રપણે મધુર શબ્દથી ક્રોધનું બીજ સળતું જાયછે. જેમ અગ્નિમાં તેલ રેડવાથી અગ્નિનું જોર વધતું જાયછે, પણ પાણી રેડવાથી અગ્નિનું જોર ઘટતું જાયછે.

પ્રિય બાઇઓ ! વશીકરણ માટે કેટએલીક વેંહેમી અને અવિચારી સ્ત્રિઓ ઠગારા લોકોથી ભોળવાઇને નાણાંની ઘણી ખરાબી કરેછે-એ શું થોડા દિલગીરીની વાત ?! મનુષ્ય જાતને ઇશ્વરે અકલ બક્ષેલીછે તેનો મુદ્દલ લાભ ન લેતાં દીવો લઇને કુવામાં પડવું-એ શું થોડી અફસોષની વાત ?! સત્ય કરી માનજો કે જગત્માં ખરેખરૂં વશી-

કરણુ રશિક પોતાની જુબાનજ છે. જેમ ગામડિયા લોકો નીકળેલા દરદને એકદમ ડામ દઇને બાળી નાખેછે, તેમ નમ્રતા અને મધુરતાવાળા મનુષ્યો આવી પડેલાં વિઘ્નોને દૂર કરી કટ્ટા દુશ્મનોને પણ વશ કરી નાખેછે.

જુવો કે કઠોર અને કડવા શબ્દ બોલનારી સ્ત્રી સાસરામાં સર્વને કેવી અળખામણી લાગેછે? શું તે સગાં વહાલામાં અને બીજા માણસોમાં માન કદી મેળવેછે? અને વળી મનથી ધારેલું કામ નિર્ભયપણે શું પાર પાડેછે? કદીજ નહિં. ઉલટી તે સ્ત્રી મદદગારી હોવા છતાં પણ સર્વને અકારી અને અળખામણી થઇ પડેછે. ત્યારે એ વગર ખરચવે ઇશ્વરથી મળેલી બક્ષિસનો ગેરઉપયોગ કરવો— એ કેવું મૂર્ખત્વનું કામછે ? માટે વહાલી બાઇયો, મનુષ્ય માત્રને ઘટેછે કે, જેમ સેરડી હમેશાં મીઠોજ રસ આપેછે, તેમ નિષ્કપટપણાથી અને નમ્રપણાથી બોલાયલી મિઠ્ઠી જુબાન હમેશાં મિઠ્ઠાંજ ફળ આપશે—એવો મનમાં દૃઢ વિચાર કરીને સુભાષિત બોલવાને કદી ચુકવું નહિં. નીતિ શાસ્ત્રમાં શું કહેછે કે:—

धत्ते श्रियं सुजातिकीर्ति मघंलुनीते
मित्रत्वमान यतिहंत विरोधिनोपि ॥
यात्सध्वाभिःप्रतिपदं सुमनोनुकुलै ।
गैःकामधुक्कमिवना पहरत्यनर्थं ॥

અર્થ-સારી વાણીછે તે કામ દુધા જેવીછે. કામ દુધા જેમ લક્ષ્મીને આપે, કીર્તિને ઉત્પન્ન કરે, પાપને ધોઇ નાખે, વિરોધી હોય તેને મિત્ર સરખા કરી આપે, અને દેવતાઓ-ને અનુકૂલ માર્ગમાં ચાલે-એમ કહ્યા કહ્યા અનર્થને તે નથી હરતી? સર્વ અનર્થને હરેછે. તેમજ સારી વાણી પણ લક્ષ્મીને આપેછે, કીર્તિને વધારેછે, પાપનો નાશ કરેછે, વિરોધી હોય તેને મિત્રસરખા કરી આપેછે, અને (પ્રૌઢ) વિદ્વાનોને અનુકૂળ માર્ગમાં ચલાવેછે-એમ કહ્યા કહ્યા અનર્થને નાશ નથી કરતી? અર્થાત્ સઘળા અનર્થનો નાશ કરેછે.

---

# નમ્રતા વિષે.

પ્રિય બાઇઓ ! તમારી સર્વ સુખસંપત્તિ, તમારી સર્વ કીર્તિ, અને તમારી સર્વ ભલમનસાઇ નમ્રતા વિના-ની તદન નકામીછે. ત્રાજવામાં જોખતાં જે પાસુ નમેછે તે વજનમાં ભારી ગણાયછે, તેમ જે માણસ નમ્રતાથી વર્તેછે તે હમેશાં ભારેખમ ગણાયછે. કેહેવતછે કે "જે નમે તે સૌને ગમે" તમો પોતે વિચાર કરો, કે જ્યારે તમો તમારા સાસરામાં, પીએરમાં, અથવા કોઇપણ માણસ સાથે નમીને વર્તોછો, ત્યારે તમારી ખૂબીનો કેવો સારો વિચાર થાયછે ? !

'ખરેખર' નમ્રતામાં એવોતો અમૂલ્ય ગુણછે, કે જેમ જેમ એ ગુણ એકઠો થતો જાયછે, તેમ તેમ પોતાનો ગર્વ અને પોતે કહી ગણત્રીમાંછે તેનો તોલ થાયછે. ત્હમો કેવળ સુખી હશો, પરંતુ નમ્રતામાં નહિં હશો તો ખાત્રીપૂર્વક માનજો, કે જેમ સર્પને અને નોળીયાને વેર થઇ પડયુંછે તેમ ત્હમારી કીર્તિ સાથે ત્હમને વેર થઇ પડશે.

પંચ અથવા રાજ્ય મંડળીમાં જો ચતુર માણસ પણ નમ્યા વગર આગળ વધેછે તો તે સમયે તે અહંકારીમાં ને હીચકારામાં ખપેછે—અને મૂર્ખ માણસ જો નમીને જાયછે તો તે સમયે તે ડાહ્યામાં ખપેછે. ત્યારે હે બાઇઓ! સ્ત્રિ જો ટુંક વિચારની હોવા છતાં પણ સર્વની સાથે નમીને વર્તે-તો શું તે સમયે તે બારેખમમાં ગણાય નહિં? બારેખમજ ગણાય. સદ્‌ગુણોમાં નમ્રતાનો ગુણ એ. એકજ ઉત્તમ સમજવો.

ત્હમો વિચાર કરો કે, પાસે દ્રવ્ય નછતાં બીજાની પાસે કામ કરાવવું હોય, અથવા બીજાની પાસેથી પોતાનો સ્વાર્થ સાંધવો હોય-તો શું જોઇએ એવું બિકટ હોય તોપણ મધુરવાણી અને નમ્રતાથી તે કામ વહેલું અથવા મોડું પારપડી શકતું નથી? પાર પડેજછે. વળી કોઇપણ માણસ પોતાને ઘેરથી પક્કો ઠરાવ કરીને સાંમે કજીયો કરવા આવ્યો હોય—પણ તે સમયે તેમની સાંમે કઠોર અને

કડવો સબ્દ નઓચ્ચરતાં, કેવળ નમ્રતાથી મધુર શબ્દ વાંપર્યો હોય-તો શું તે વઢવા આવેલો માણસ ઠંડો પડીને કજીયો કદી કરનારછે ? નહિંજ. ત્યારે નમ્રતામાં કેવો અમૂલ્ય ગુણછે તેનો હમેજ વિચાર કરો.

ખાત્રી કરી માનજો કે રસ્તામાં ચાલતાં જોઇએ એવો વરસાદ પડતો હોય—તોપણ તે સમયે પાસે રોગાન વાળી છત્રી નછતાં જેમ તડકાની છત્રી—અથવા બીજું કોઇ પણ જાતનું ઢાંકણુ અતિ ઉપયોગી થઇ પડેછે, તેમ માણસમાં જોઇએ એવા ગુણ નહોયં, તોપણ નમ્રતારૂપે ગુણ હોય, તો તે અવસર ઉપર ઉત્તમ અને ખરેખરો ઉપયોગી થઇ પડેછે. માટે હે બાઇઓ, 'નમ્રતા' એ સર્વ સુખમાં વધારો કરવા છતાં સાસરામાં, પિયેરમાં અને સર્વ માણસોમાં સદા આનંદ વર્તાવેછે !

---

# अवगुणनो बदलो गुणथी वाळवा विषे.

હે બાઇઓ ! જો હમારે વેરીઓને વશ કરવા હોય, સર્વ લોકોનું મન રીઝવવું હોય, અને મનથી ધારેલું કામ પાર પાડવું હોય, તો હમને કીધેલા અવગુણનો બદલો હમારે ગુણથીજ વાળવો. હમને કોઇએ અપશબ્દો કહ્યાં'

તો તે શું ત્હમને લાગવાનાંછે ? ત્હમને કોઇએ ગાળો દી-
ધી–તે શું ત્હમને વળગવાનીછે ? ત્હમને કોઇએ અવગુણ
કીધો–તે શું પાછો મટનારછે ? નહિંજ. એથી તે અવ-
ગુણ કરનારની અને અપશબ્દો બોલનારના હલકઇ અને
તોછડાઇ માલમ પડનારછે; અને ત્રાહિત સાંભળનાર પણ
તેને મૂર્ખમાં ઠરાવનારછે; પણ તેના બદલામાં જો ત્હમો
તેને પાછો અવગુણજ કરશો–અથવા અપશબ્દો બોલશો,
તો ત્હમને પણ તેમની સાથે મૂર્ખમાં ઠરાવ્યા શિવાય કદી
રહેનાર નથી. ત્યારે હે બાઇઓ ! તે મૂર્ખમાં અને ત્હમા-
રામાં શો ફેર ? શું હલકટ અને મૂર્ખ માણસની સાથે
બરોબરી કરી પોતાની હલકઇ કરવી–એ કુલીન માણસોને
શોભેછે ? 'ખરેખર' એ અતિ અપસોષની વાતછે. 'મ-
નુષ્ય' કે જેને ઇશ્વરે અક્કલ અને વિચાર શક્તિ બક્ષે-
લીછે, તેનો' કોઇ માણસ પશુ સમાન બન્યું તો તેના
જેવું બની ગેર ઉપયોગ કરવો, શું સમજુક માણસોને
શોભેછે ? કદીજ નહિં. ખરેખરા કુલીન અને ચતુરનું
લક્ષણ તો એજછે કે અવગુણની પાછળ ગુણજ કરવો.
એ વિષે રવીગુપ્ત કવિએ કહ્યુંછે કેઃ—

सुजनो नयातिवैरं परहितनिरतो विनाशकालेपि ॥
छेदेपिचंदनतरुः सुरभयतिमुखं कुठारस्य ॥

અર્થ—પરાયાં હિત કરવામાં પ્રીતિયુક્ત એવા સજ્જનો પોતાનો વિનાશકાળ આવેથી પણ કોઇ જોડે વૈર કરતાજ નથી; ઉલટું તેનુ કોઇ પ્રકારે હિતજ કરેછે. જેમ ચંદનનું લાકડું પોતાને કાપનાર કુવાડાનાં મ્હોઢાની જોડે વૈર નકરતાં ઉલટી તેના મ્હોઢા (ધાર) ને. સુગંધ વડે સુગંધિમય કરીદેછે.

પ્રિય બાઇઓ ! વળી કેટલીએક સ્ત્રિઓ એવીતો મૂર્ખ હોયછે કે પોતાના પડોસીઓ સાથે અને પોતાની દેરાણી જેઠાણી વિગેરે કોઇપણ સ્ત્રિઓની સાથે સેહેજ વાતમાં ઉતરી પડીને પોતાના અને તેમનાં બાળકોની વઢવાડમાં પોતે કજીયા કરેછે—શું એ થોડી દિલગીરીની વાતછે ? અરે ! ત્હમો વિચાર કરો કે બાળકોમાં મ્હોટાનાં જેટલી વિચારશક્તિ, મ્હોટાનાં જેટલું બળ, અને મ્હોટાનાં જેટલો પ્રપંચછે ? નહિંજ. ત્યારે બાળકોનાં કજીયામાં મ્હોટેમ્હોટાને લડવું અને કજીયા કરવા—એ કેવું ભવાઇકારક અને પાજીપણુંછે ?! માટે હે બાઇઓ ! બાળકોનાં કજીયામાં મ્હોટેમ્હોટા લડવા નજતાં—પોતાનાજ બાળકોને શિખામણ દઇ પ્રતિવાદીનાં બાળકોને અને વઢવા આવનારાઓને કડવા શબ્દો ન કહેતાં—જો તેમને સારાજ શબ્દો કહેશો તો ખાત્રીથી માનજો, કે તે સાંમેનાં માણસો ઓશીયાળા પડશે, અને ત્રાહેદ સાંભળનારા પણ

ત્હમારી વખાણ કરશે. માટે અવગુણની પાછળ ગુણ કરવામાં, અથવા હલકટની સાથે બરોબરી નકરવામાં કેવો ઉત્તમ ગુણ રહેલોછે તેનો ત્હમે પૂર્ણ વિચાર કરો.

સત્ય કરી માનજો કે જગત્માં જેટલી બક્ષેસો થાયછે તે સર્વમાં ઉત્તમ બક્ષેસ એજછે કે, કોઇનુંપણ બુરૂં ન ઇચ્છતાં સદા સર્વનું ભલું ઇચ્છતાં રહેવું; પછી જોઇયેતો કટ્ટો દુસ્મન હોય, તોપણ તેને અવગુણની પાછળ ગુણજ કરવો; અપકારનો બદલો ઉપકારથી વાળવો—એમાંજ પરેખરી શોભા, કીર્તિ અને "ઇશ્વર" પ્રસન્નછે એમ સત્ય માનજો.

---

# अदेखाइ विषे.

પ્રિય બાઇઓ ! વિદ્યા સંબંધી કેલવણી વિગેરે નીતિનાં દરેક કામને વિષે આગળ વધવામાં અદેખાઇ રાખવા છતાં બીજા કોઇપણ કામમાં રાખવી—એ કેવળ ઝેરી સર્પના ડંખની માફકછે. જ્યહાંસુધી જે માણસ અદેખાઇ રાખેછે ત્યહાંસુધી તે પોતાનું અને પારકાનું ભલું કરી શકતો નથી. માટે હે બાઇઓ ! ત્હમારા સગાંસહોદર વિગેરે જેકોઇપણ વિશેષ સુખ ભોગવતાં હોય, તે જોઇને

મનમાં બળતરા (અદેખાઇ) કરવી નહિં; કેમકે ઓછું વધતું સુખ દુઃખ ભોગવવું– એ પોતાની કરણી અને આચરણ ઉપરછે.

કેટલીક નબળી સ્થિતિવાળી અજ્ઞાન સ્ત્રિઓ, દેરાણી-જેઠાણી વિગેરે બીજી સ્ત્રિઓ જે સારૂં સુખ અને સારી સત્તા ભોગવેછે તે જોઇને મનમાં પશ્ચાતાપ કરેછે, અને મનમાં એવી કલ્પનાં કરેછે જે હે "ઇશ્વર"! મજ કરતાં એમની માઠી સ્થિતિ ક્યારે થશે? પણ ઓ બાઇઓ! ત્હમો સત્ય કરી માનજો કે એવી ત્હમારી નેષ્ટ કલ્પનાથી તેમનાં સુખમાં કંઇપણ વિઘ્ન નડનાર નથી. જ્યહાંસુધી ત્હમો એવી નેષ્ટ કલ્પના અને અદેખાઇ ધારણ કરશો ત્યહાંસુધી જો ત્હમને સુખ થવાનું હશે તો તે પણ "જેમ ઠીકરી ઘડાને ફોડીનાખેછે" તેમ ત્હમારા સુખને ત્હમારી અદેખાઇ તોડીનાખશે. માટે અંતઃકરણથી સર્વને વિષે રૂડું ઇચ્છિને અદેખાઇ કદી રાખવીજ નહિં.

ફક્ત કીડીજ વિષે વિચાર કરો કે, તે કેવી ઉદ્યમી અને પોતાની જાત બેહેનોનું ભલું ઇચ્છનારીછે? મીઠાશ વિગેરે બીજી કોઇપણ પેટનાં પોષણ જેવી ચીજ, જે કીડીના જોવામાં આવેછે તે કીડી લાગલીજ પોતાના પેટની ગરજ ન સારતાં પોતાની જાત બેહેનોને કેવી ચેતાવી આવેછે? અને અલ્પ વખતમાં અન્યોઅન્યને ચેતવી હ-

જારે કીડીઓ ભેલી થઇને તે પેટનાં પોષણવાળી ચીજ કેવી પોતાને મુકામે લઇજાયછે ! ત્યારે હે બાઇઓ ! મનુષ્ય આ જગત્માં આવી બીજાને ઉપયોગ ન લાગતાં પોતાના જાતભાઇઓની પડતીમાંજ રાજી રહે—તો શું તે કીડી કરતાં પણ નપાવટ નહિં ? "ખરેખર" બીજાનું બુરૂં ચાહનારને અને અદેખાઇ રાખનારને અસંખ્ય વખત ધિક્કાર હજો !

ખાત્રીથી માનજો-કે જેમ અગ્નિની ચિરહા કરતાં મનની ચિંતા, માણસની ચતુરાઇ અને શક્તિને બાળી નાખેછે, તેમ મનમાં રાખેલી અદેખાઇ થતી કીર્તિને અને ભવિષ્યનાં સુખને તોડી નાખેછે. જેમ ઘણું ધન અને સુખ છતાં પણ અસંતોષી માણસ સદાં દુઃખીજછે, તેમ અદેખાઇ રાખનાર પણ હમેશાં દુઃખીજછે. જેમ સળગેલો કોલસો પડયોપડયો કજાળ્યા કરેછે, તેમ જે માણસ બીજાનું બુરૂં તાકેછે તેનું મન પણ દેવતાની માફક હમેશાં કજાળ્યા કરેછે. માટે ઓ બાઇઓ ! મનમાં અદેખાઇનો અંશ માત્ર પણ રાખવો નહિં. જગત્માં જે કોઇપણ માણસે પોતાનુંજ ભલું ઇચ્છતાં પારકાનું ભલું ન ઇચ્છયું-તો તેનો જન્મ વ્યર્થછે. "પાંડવોનું બુરૂં તાકતાં કૌરવનું રાજ્ય પાછું કેવું બેદાનમેદાન થઇગયું" ?!

માટે પ્રિય બાઇઓ, ઘરમાં અથવા બહાર કોઈપણ માણસ સાથે અદેખાઇનો ભાવ રાખીને કદી વરતવુંજ નહિં.

## क्रोध विषे.

હે બાઇઓ ! ક્રોધને દરેક માણસોએ કાળસમાન ગણવો.જોઇએ; કેમકે માણસ માત્રની ચતુરાઈ અને અકલ ક્રોધના ઉદય સમયે મંદ પડી જાયછે; અને સ્વપ્નેપણ ધિક્કારવા જેવાં કામો તે સાહુચેતીમાં પણ ક્રોધનાં યોગે કરી બની જાયછે; અને પાછળથી ઘટિત અથવા અઘટિત હોય તોપણ અતિ પશ્ચાતાપ કરવો પડેછે. માટે પ્રિય બાઈઓ ! પોતાના મનથી જોઇએ એવો વિરૂદ્ધ બનાવ બન્યો હોય તોપણ તે સમયે ક્રોધને ઉદય ન પમાડતાં હિમની માફક મન શાંત રાખવું. ઠંડુ પાણી ત્રપાને કેવી શાંત કરેછે ? તેમ ત્હમો ખાત્રાથી માનજો કે ક્રોધને ઉદયતો થવા દેવોજ નહિં, પરંતુ મનુષ્ય માત્રમાં એ એક જાતનો દુર્વિકાર રહેલોછે, તેથી કરી ક્રોધના આવેશે લાગલી પોતાનીજ ભૂલ અને અજ્ઞાનતા સમજીને ક્રોધને સમાવેશ કરવો—એ તે સમયની થતી ખરાબીને એકદમ નાશ કરેછે.

કેટલાએક ટુંક બુદ્ધિનાં માણસો-કે જે ક્રોધને સમાવેશ કરતાજ નથી, તે' ક્રોધ ઉત્પન્ન થતી વેલા મ્હોઢામાંથી અઘટિત જેવા શબ્દો બોલીદેછે; પોતાના સંતાનો વિગેરેને વગર ઘડે માર મારેછે, કુટુંબમાં અને લોકોની સાથે કલેશ કરેછે, પોતાનો અથવા સામા માણસનો પ્રાણ કાઢેછે-વિગેરે અતિ અપસોષ ભરેલાં ધિક્કારવા લાયક જે નહિંજ કરવા જેવાં કામો તે કરીદેછે. શું એ થોડી ધિક્કારવાની વાત ?! માટે હે મનુષ્યો ! "અરેઅર" એવા પશ્ચાતાપ કરાવનારા અને વિપત્તિ ભોગવાવનારા ક્રોધને પોતાનો દાસ કરી રાખવો, અથવા ધિક્કારીજ કાઢવો-એ દરેક મનુષ્યની મુખ્ય ફરજ અને ઉત્તમ સુખ મેળવવાની મુખ્ય નિશાની છે.

સત્ય કરી માનજો કે જગતમાં જે કોઈપણ માણસ ક્રોધને સમાવેશ નકરતાં આધીન થાયછે, તે પોતાના અમૂલ્ય જેવાં સુખને અને કીર્તિને સેહેજમાં ખોઈ બેસેછે; અને વખતે ક્રોધ પોતાનું એટલું બળ બજાવેછે કે વંશ પરંપરાથી ચાલી આવેલા વંશને સેહેજમાં નિર્વંશ કરી નાખેછે. અહા! ક્રોધ એ કેવી પાએમાલી કરેછે ?! સંસારમાં છોકરાં ને માબાપમાં, ધણી ને ધણીઆણીમાં વિગેરે મનુષ્યોમાં પરસ્પર અતિ વૈરભાવ અને સંપનો કુસંપ કરાવી આપેછે; ત્યારે શું, મનુષ્ય માત્રને લાયક નથી જે

ક્રોધને સમાવેશ કરવો, અથવા 'ક્રોધ કદી કરવોજ નહિં! 'ખરેખર' જે માણસ ક્રોધને કાળસમાન ગણેછે, અને તેને મુદ્દલ આધીન નથી તેના જીવતરને ધન્યછે! માટે હે બાઇઓ! સાસરામાં કે પિયેરમાં, કોઇપણ પ્રસંગે પડતાં દુઃખની વેળાએ અથવા વિરૂદ્ધ બનાવે મન અતિ શાંત રાખી ને ક્રોધને ઉત્પન્ન થવા દેવોજ નહિં. નીતિ શાસ્ત્રમાં કહ્યુંછે કે;—

त्रिविधंनरकस्येदं द्वारंनाशनमात्मनः।
कामःक्रोधस्तथालोभ स्तस्मादेतत्त्रयंत्पजेत् ॥

અર્થ—કામ, ક્રોધ અને લોભ, એ પોતાને નાશ કરનારા ત્રણ જાતના નરકમાં જવાનાં બારણાંછે—માટે અવશ્ય કરીને તે ત્રંણેનો ત્યાગજ કરવો.

## રડવા કુટવાથી થતા ગેરફાયદા વિષે.

અહા! પ્રિય બાઇઓ! રડવા કુટવાથી શું કંઇ ત્હમને પ્રાપ્ત થાયછે? અથવા, શું ત્હમારૂં આયુષ્ય વધેછે, કે શું ત્હમારી કીર્તિ વધેછે? કદીજ નહિં. ઉલટું એથી અપમાન મેળવી, ત્હમો ત્હમારી કાયાનો બિગાડ

કરી ને યમદૂતને પાસે બોલાવોછો. એ કેવી અપસોષની વાતછે ?

અરે ! જગત્માં એવી કઈ વસ્તુછે, કે જેનું નામ તેનો નાશ નથી ? 'ખરેખર' એક પરમાત્મા શિવાય વહેલો અથવા મોડો સર્વનો નાશછે. એમ સર્વ જનો જાણતાછતાં દૂરનાં અથવા નજદિકનાં સ્નેહી કે સંબંધીનાં મરણ પાછળ છાતીફાટ રડવું કુટવું, સેંકડો લોકોને જોવા મેળવવા, પોતાની મર્યાદા ખોવી અને દેહની ખરાબી કરવી—એ શું શરમની વાત નથી ? શું મરણ પામેલો માણસ, ત્હમો કોટી ઉપાયો કરો અથવા પોતાનો પ્રાણ ત્યાગ કરો, તોપણ તે પાછો સજીવન થનારછે ? અથવા કંઇ પ્રતિઉત્તર આપનારછે ? નહિંજ. ત્હમો પોતાનોજ વિચાર કરો, કે જ્યારે ત્હમો પૂરજુવાનીમાં, પૂર્ણસુખમાં, અને પૂર્ણ આનંદમાં હશો ત્યહાંથી ત્હમારી સર્વ ત્રષ્ણા ભંગ કરાવી, જ્યારે સમય થયો ત્યારે ત્હમને યમદૂત લઇગયા વિના શું રેહેનારછે ? લઇ જશેજ. ત્યારે જેવી ત્હમારી અવસ્થા તેવીજ બીજાની ! માટે રડવું કુટવું અને શોક કરવો એ કેવો મિથ્યાછે ?! એ વિષે લક્ષ્મણજીએ વિભિષણને શું કહ્યુંછે કે;—

यद्वत्तोयोघपतिताः सिकतायांतितद्वशाः ।
संयुज्यंतेवियुज्यंते तथाकालेनदेहिनः ॥
यथाधानासुवैधाना भवंतिनभवंतिच ।
एवंभूतानिभूतेषु प्रेरितानीशमायया ॥

અર્થ—પાણીનાં પૂરમાં પડેલી રેતી પ્રવાહને વશ થઇ વખતે એકઠી થાયછે અને વખતે વિખરાયછે, તે રીતે કાળના વેગ વડે પ્રાણિઓ એકઠા થાયછે અને વેગળા થાયછે. ફરી જેમ વાવેલા ધાનમાં વખતે નવું ધાન પેદા થાયછે અને વખતે થતું નથી; એ રીતે ઇશ્વરની માયા વડે પ્રેરણા પામેલા પ્રાણિ વખતે ઉત્પન્ન થાયછે અને વખતે નથીપણ થાતાં. આવું જાણી આપના કરેલા અપસોષથી કંઇપણ ફાયદો નથી, એમ ખાત્રી થતાં મૂર્ખની પેઠે રડવું કુટવું અને શોક કરવો—એ કેવો અયોગ્યછે!

"હે બાઇઓ! વળીપણ ત્હમો સિદ્ધાંત કરી માનજો કે મરનારની પાછળ જે કોઇ માણસ રડેછે, અને પોતાના શરીરને ઇજા કરીને જીવને કોઇપણ તરફનું કષ્ટ આપેછે, તે માણસને આખરે નરકકુંડની અને મરણ પામેલાને ભૂત પિશાચની જગ્યા મળેછે. અને તે સમયે જેકોઇપણ માણસ રડવાકુટવાનું છોડીદઈ 'ધૈર્યધરી' ઇશ્વરનું સ્મરણ કરેછે તો તે માણસને અને મરણ પામેલાને સ્વર્ગની જગ્યા મળેછે. અહા! ફક્ત રડવાકુટવાનું છોડીદેવામાંજ અને શોક કરવો તજી દેવામાં (બેઉને) કેવો ઉત્તમ લાભછે—તેનો ત્હમેજ વિચાર કરો".

પ્રિય બાઇઓ! કેટલીએક કંલંટ અને મતલબી સ્ત્રિઓ સામા માણસોને શરમિંદા કરવાને, અને અમુક

વિષયોને ઘણી ઇચ્છતીઓ હતી એવું બતાવવાને રડીપડીને ઘણાં તાગા કરેછે, અને કેટલીએક વગર હિંમતી અને ભોળામનની સ્ત્રિઓ સહેજસાજ ઠપકામાં અને કંઈપણ દુઃખમાં રડીપડેછે,—પણ હે બાઇઓ, કોઇપણ વિષયને માટે અને સ્વાર્થને માટે રડવું, એ મનુષ્ય જાતને ઝાંખ લગાડનાર અને નુકસાનકારકછે. પશુ, પક્ષી, ઇત્યાદિ કે જે અલ્પવિચારી છતાં અવાચક પ્રાણી—તે એ રીતે રડે એ વાજબીછે, પરંતુ તેઓ પણ મનુષ્યની માફક રડતાં નથી. ત્યારે મનુષ્ય કે જે સર્વમાં ઉત્તમ, જેને ઇશ્વરે દીર્ઘ વિચાર કરવાની શક્તિ અને અક્કલ બક્ષેલીછે 'તે જો રડે' તો કેવી અપસોષની વાત? મનુષ્ય થઇને રડવું, એ શું માણસજાતને શોભેછે? કદિજ નહિં. માટે હે બાઇઓ! કોઇપણ સ્નેહી સંબંધીનાં મરણ પ્રસંગે રડવું કે કુટવું એ કેવળ મિથ્યા અને ખેદકારકછે.

## संतोष विषे.

પ્રિય બાઇઓ! ત્હમો સિદ્ધાંત કરી માનજો' કે, જેમ સૂર્ય પોતાના પ્રકાશવડે અંધારાને કાપીનાખેછે, પવન પો-

તાના બળવડે ઝાડપાનને ઉખેડી નાખેછે. તેમ આ જગત્માં સંતોષી માણસ, જોઇએ એવું દુઃખ અથવા સંકટ હોય તો તેને પણ તત્કાલ દુરકરી નાખેછે. માટે હે ભાઇઓ, પોતાના ઉદ્યમ અને નશીબયોગે જે પોતાને અનુકૂળ હોય—અથવા અનુકૂળ થતું હોય, તેજ ઉપર હમેશાં સંતોષ રાખીને જીવ આનંદમાં રાખવો, એ દરેક મનુષ્યની મુખ્ય અને પ્હેલી ફરજછે. જગત્માં જેટલા તવંગરો જેટલું સુખ અને જેટલું આનંદપણું ભોગવેછે તે કરતાં અગર ભીખારી અથવા ગરીબ હોય, તોપણ જેના મનથી અતિ સંતોષછે તે આ સંસારની સર્વ દુઃખોને દૂર કરીને વિશેષ સુખ ભોગવેછે. માટે અવશ્યકરીને દુઃખી કરનારા લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ જે દુર્ગુણો તે દૂરકરી, ઇશ્વર કૃપાથી પોતાના પ્રાલબ્ધનાં યોગે કરીને જે પોતાને અનુકૂળ હોય તેજ ઉપર સંતોષ રાખવો.

અતી લોભી, અતી સ્વાર્થિ અને તવંગર માણસો હમેશાં ચિંતાતુરછતાં, સમય થએથી વિપત્તિ કેવી ફાળ મારશે તે વિષે ન ચેતતાં ખુશી થવાને માટે વેસ્યાઓને દ્રવ્ય દઇ નૃત્ય કરાવેછે; પણ સંતોષી માણસો એકડકે વગર પૈસે વિપત્તિને પોતાની સામને ઉભી રાખી હમેશાં નૃત્ય કરાવીને મૌજ ભોગવેછે; શું એ થોડી આશ્ચર્યની વાત ?! 'ખરેખર' સંતોષી સમાન આ જગત્માં બીજું કોઇપણ સુખી હોય એમ કદી સમજવુંજ નહિં.

અરે ! નશીબ યોગે જે કાળે જે પોતાને ભોગવ-વાનું, તેમાં કોટિ ઉપાયો અને કોટિ સાધનો કરેથી શું. કિંચિત્પણ ફેર પડવાનોછે ? નહિંજ. ત્યારે ઇશ્વર ઇચ્છા-થી જે પોતાને અનુકૂળ હોય તે ઉપરાંત વધારે અને ખોટો લોભ રાખીને મનમાં હમેશાં ઉદ્વેગ રાખવો; જે કામો ઇશ્વરેચ્છાથીજ બની શકેછે-મનુષ્યનાં ભયથી બનતાં નથી, તેવાં કામો કરવાનો પોતેજ પ્રયત્ન કરવો-શું એ અક્કલથી દૂર અને ખેદકારક નથી?! માણસોમાં મેઘની વૃષ્ટી વર્સાવ-વાની શક્તિ કયાંછે?! શરીરમાં પ્રાણ મૂકવાની અને શરીર-માંથી નીકલતાં પ્રાણને અટકાવવાની શક્તિ કયાંછે ?! સ્ત્રિ-ઓને વાંઝણીપણું મટાડવાની શક્તિ કયહાંછે ?! નથીજ. ત્યારે એવાં નહિં બનવા જેવાં કામોની પાછળ ચિંતાતુર થઇને ખુવાર થવું, અને પોતાનો અમૂલ્ય વખત રોકવો-એ કેવી ભૂલભરેલી વાતછે !

અહા ! તહમો વિચાર કરો કે સાગરનું પેટ કેવું મ્હોટુંછે ?! કોઇ તેમાં સ્નાન કરી શુદ્ધ થાયછે, કોઇ તેમાં મળ-મુત્રનો સમાશ કરેછે, અને કોઇ તેનું આચમન લેછે,-તોપણ તે સર્વ ઉપર સમાન દ્રષ્ટિએ જોઇને કોઇના ઉપર પણ ક્રોધયમાન થતો નથી. ત્યારે હે બાઇઓ ! જે કોઈ માણસ કોઇપણ પ્રસંગે ક્રોધાયમાન થાય અને સંતોષ નધરે તો તેને કેવી શરમની વાત ?! શું ગુફામાંથી અથવા

ભોંયરાંમાંથી બહાર નિકળ્યા પછી અજવાળામાં થોડો આનંદ વ્યાપેછે ?! તેમજ લ્હેમો ખાત્રીપૂર્વક માનજો કે હમેશાં સંતોષ રાખ્યાથી નિર્ભયપણે સદા આનંદ વ્યાપેછે.

વળી, પોતાના શરીર ઉપર થએલા દરદવાળી જગ્યાને બીજો કોઇપણ ન દુખાવે તે માટે કેવી સંભાળ રાખવી પડેછે ? પણ જ્યારે અંજાણપણે પોતાનોજ હાથ પોતાના દરદવાળી જગ્યાને લાગીજાયછે ત્યારે કોને ઠપકો આપિએ છિયે ? શું એ વિષે વિચાર કરતાં, સંતોષ ધર્યા શિવાય બીજો કંઇ છુટકો છે ? નહિંજ. વળી સો ટચનાં સોનાં ઉપર હથોડાનાં વિશેષ ઘા પડતાં પણ શું' તે પોતાના રૂપ કે રંગને કદીપણું બદલેછે ? અને નરમાસ વિશેષ પકડયા વિના રહેછે ? નહિં. રૂપ કે રંગ નબદલતાં નરમાસ વધારેજ પકડેછે. તેમજ હે બાઇઓ ! લ્હેમો પણ સિદ્ધાંત કરી માનજો કે હમેશાં સંતોષ ધરવાથી દુઃખનો સમય નજણાતાં અને પડતાં દુઃખોથી રૂપ રંગ નબદલાતાં, જેમ જેમ વિપત્તિરૂપે હથોડાના ઘા પડતા જશે તેમ તેમ લ્હેમો સહનશીલ થતાં જશો, અને આયુષ્યવાન અને કૌવતવાન પણ વધતાં થશો.

પ્રિય બાઇઓ ! મનુષ્ય ઉપર જોઇએ તેવી આફત અથવા દુઃખ—પછી તે મરણ સંબંધી હોય, માયા સંબંધી હોય, કાયા સંબંધી હોય, અથવા આ સંસારના સુખ

સંબંધી હોય; તોપણ તેવેસમયે મુદ્દલ ભુલાવો નખાતાં, જેમ ચોમાસામાં બારેમેઘ તુટીપડતાં પણ 'મહાસાગર' પોતાની મુદ્દલ હદ છોડતો નથી, અને પોતાનું હમેશનું સંતોષપણું જારી રાખેછે; જંગલનેવિષે સીતાજી, દમયંતી, રાજા વિક્રમ વિગેરે મહાભાગ્યશાળિઓએ પણ અનહદ દુઃખો સહન કરી નાહિંમતવાન નહિં થઇને સંતોષ ધરવામાંજ તત્પર થયા હતા, તેમ હે બાઇઓ! ત્હમોપણ ભુગાડવા જેવા બાબોચિયારૂપી અસંતોષને નધરતાં, અપાર સુખસાગરરૂપી જે સંતોષ, કે' જે ફકત મનથીજ ધરવાનો, તેવા સંતોષપણાને ધરવા જો ત્હમો કદીપણ ચુકશો તો ત્હમારા જેવા પાપી અને દુષ્ટ બીજા કોઇપણ સમજવાં નહિં. વળી વ્યાસે પણ કહેલું છે કે;—

सर्वत्रसंपदस्तस्य संतुष्टंयस्यमानसं ॥

उपानद्गूढपादस्य यथाचर्मावृतैवमू: ॥

અર્થ—જે મનુષ્યનું મન સંતોષ પામેલું છે તે માણસ જ્યહાં જશે ત્યહાંજ તેને સંપત્તિછે. દ્રષ્ટાંત—જેમકે પગરખાં વતિ જેણે પોતાના પગ ઢાંક્યા—તેનેમાટે સઘલી ભૂમિ ચાંમડેથી મઢાયલી થઇ હોય એમછે;— અર્થાત્—સઘલી જમીન ચાંમડેથી ઢંકાતી નથી, પણ પગરખાં પ્હેરી ર્‌હાય ત્યાં જાય, પણ તેને કાંટા આદિ કંઇ બાધા કરતુંજ નથી; તેમ સંતોષા ર્‌હાયત્યાં ફરે, પણ તેને કશી ચીજની ચાહના નથી તેથી તે સંપત્તિવાન્છે. માટે સંતોષ ઉત્તમછે.

---

# दंपति विवाद.

(હીરાલાલ અને તેની સ્ત્રી સરસ્વતી)

**સરસ્વતી**—સ્વામિનાથ ! આપણી ગોદાવરી પુત્રીને નિશાળે મુકવાને પ્રથમ હું આનાકાની કરતી હતી અને કેહેતી હતી જે સ્ત્રિઓને ભણાવવામાં બીગાડો થાયછે, પણ અનેક પુસ્તકો વાંચવાથી અને વિદ્વાના મળેલા અનુભવથી હવે મ્હારી ખાત્રી થઇ કે જેમ પુરૂષોને ભણવાથીજ પોતાના જન્મનું સાર્થકછે તેમજ સ્ત્રિઓને પણછે.

**હીરાલાલ**—પ્યારી ! ત્હમને એવું વિદ્યાની ખુબીનું ઉત્તમ ગ્નાન થયલું જોઇ હું અત્યંત પ્રસન્ન થાઉંછું. વિદ્યાની ખૂબી જેમ ત્હમો સમજ્યાં તેમ આ સંસારમાં વસનારી દરેક સ્ત્રિઓ સમજે અને શિખે-તો હું ખાત્રી પૂર્વક માનું છું કે આ મૃત્યુલોકની દુનીયા સ્વર્ગલોકની સગી બેહેનજ થઇપડે. વહાલી ! ત્હમેતો સમજોજછો તેથી વિશેષ કેહેવાની કંઇ જરૂર નથી, પણ સંતાનો ગુણી અથવા દુર્ગુણી નિવડવાનું મુખ્ય કારણ પ્રથમ તેમનાં માબાપજછે. ઘઉંના લોટની કણેકને જેમ કેળવીએ તેમ તેની રોટલી ઘણી સુંદર બનેછે અને નહિં કેળવીએ તો તેની રોટલી કઠણ લાકડા જેવી બનેછે, તેમજ છોકરાંઓને તેમનાં માબાપ તરફથી પૂરતી કેલવણી અને પૂરતો વિવેક નહિં મળે તો તે કઠણ લાકડાં જેવાં- એટલે દુર્ગુણી અને મૂર્ખ

ણીવડે તેમાં કંઇજ નવઈ નહિં. જે માતાપિતાએ પો-
તાનાં સંતાનોને મ્હોંઢે ચઢાવી ને ઘણાં લાડ લડાવેલાંછે,
અને તેમના નશીબ ઉપર આધાર રાખીને ભણાવવાના
તો જાણે સોગનજ લીધેલા હતા તેમનાં સંતાનોને આ-
પણે કેવાં દુઃખી અને ચીથરેહાલ રખડતાં જોઇયેછિએ?!
(હવે પોતાની સ્ત્રિનો અંતઃકરણનો ભાવ અને જ્ઞાન
જોવાને પુછેછે) વારૂં વહાલી ! આ સમય મંદીરે દર્શણને
માટે સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં જાયછે, પણ ત્હમનેતો જવાની
કંઇ ઇચ્છાએ જણાતી નથી ? હું ઘણો આશ્ચર્ય થાઉંછું !

**સરસ્વતી**—સ્વામિનાથ ! શુદ્ધ અંતઃકરણથી ઠાકો-
રજીના દર્શણ માટે જવું એમાં દોષ છેજ નહિં—પણ એ
મનમનનાં કારણછે. ન્હાનપણમાં મ્હારા પિતાની બંધી
છતાં હું મ્હારી માતાની સાથે છાની છાની જતી હતી,
પણ તે સમય મ્હને પુરતી સમજણ હતી નહિં. સ્ત્રીપુરૂષો-
નો સાથે જમાવ થવાથી અથવા સ્ત્રિઓને એકાંતપણે છૂટ
મળવાથી વ્યભિચારનું બી રોપાયછે અને સ્ત્રિઓનું
મર્યાદાપણું ઘટતું જાયછે.

સ્વામિનાથ ! હું મ્હારી સહીયરોના પરીચયથી, અને
મ્હારી અલ્પબુદ્ધિના યોગેકરી ખાત્રીપૂર્વક કહુંછું કે, મા-
ણસ જોઇયે એવું અંતઃકરણ શુદ્ધ રાખીને—અર્થાત સ્વચ્છ
મન રાખીને દર્શણ કરવા જાય, અગર ત્યાં પરતંત્ર કે
સ્વતંત્રરૂપે હોય, તોપણ જેમ નિર્બળ અગ્નિ નહિંતો તડકો'
ઘીને પીગળાવવાની અસર કર્યા વિના રહેજ નહિં, તેમ

સ્ત્રીપુરૂષોનો સાથે જમાવ થવાથી જોઇયે એવું મનને દૃઢ-પણું હોય તોપણ મનને ચળીતપણું થયા વિના કદી રહેજ નહિં. ઇશ્વરે એમાં એવી ખુબી મુકેલીછે કે ઉંચું ખુશબોદાર ગુલાબનું અત્તર જો પોતાની પાસે ગુપ્ત રાખ્યું હોય તોપણ પાસે બેસનારને તેની સુવાસ આવ્યા શિવાય કદી રહેજ નહિં. નીતિશાસ્ત્રમાં વાંચેલુંછે કે,–

स्त्रीणांचपतिदेवानां तच्छुश्रूषाऽनुकूलत्ता

तद्बंधुष्वनुवृत्तिश्च नित्यंतद्व्रतधारणं ॥

(અર્થ—પોતાનો સ્વામિ એજ પરમેશ્વરછે એમ જાણી પોતાના સ્વામિની પાદસંવાહન આદિથી પુંજા કરવી, સર્વ બાબતમાં તેને હમેશાં અનુકુળ રહેવું અને દરરોજ પતિની વર્તણુંક પ્રમાણે વર્તવું.) ત્યારે (સ્ત્રીમાત્રને) ઇશ્વરરૂપે પોતાનો પતિછે એમ જાણવા છતાં દર્શણે જવું અને પ્રાશ્ચિતનાં પોટલાં ગાંઠે બાંધવાં–એ હું યોગ્ય સમજતીજ નથી.

હીરાલાલ—પ્યારી, હમે જે વિચારો દર્શાવ્યા તે મ્હારા મતને મળતાજછે; પરંતુ શાસ્ત્રમાં એવું પણ કહેલું છે કે,—

सत्संगाद्भवतिहि साधुताखलानां ।

साधूनांनाहि खलसंगमात्खलत्वं ॥

आमोदंकुसुमभवं मृदेवधत्ते ।

मृद्गंधंनाहि कुसुमानिधारयंति ॥

( અર્થ—જેમ પુષ્પોથી પેદા થયલી સુગંધી માટીને લાગેછે પણ માટીની ગંધ પુષ્પોને લાગતી નથી, તેમજ સત્યપુરૂષોના સંગથી ખલ પુરૂષોને સજ્જનપણું આવેછે, પણ ખલની સંગતથી સજ્જનોને મુદ્દલ ખલપણું આવવુંજ નથી.) તેમ ત્હમેતો ડાહ્યા અને સમજુકછો એટલે ત્હમનેતો એવી માઠી અસર કેમજ થાય !!

**સરસ્વતી**—આપનું કેહેવું એ યોગ્યછે, પરંતુ એ વિષયનો વ્રેહ પુરૂષો કરતાં સ્ત્રિઓને વિશેષ હોયછે. જે સ્ત્રિઓ પૂર્ણ ભાગ્યશાળીઓ હોયછે અને જેણીઓને આપના જેવા સુજ્ઞ સ્વામિનાથો મળેછે તેમનાથીજ પોતાના કામાગ્નિને શાંત કરી શીયળપણું સચવાયછે.

**હીરાલાલ**—( મર્મ ભરેલો સંદેહ લાગવાથી કંઈક વિચિત્ર દેખાવે ) શું શીયળપણું પાળવું' એ સ્વામિઓના હાથમાંછે ?! હું એમ નહિં ધારતો હતો કે મનમાં કપટ રાખી મ્હને રૂડું મનાવવા મ્હોઢે મિઠું બોલશો ! જેને ભુખ લાગી હોય તે નજમતાં બાજો કોઈ જમે' તો તેમાં તે ભુખ લાગનારનું પેટ ભરાય, કેમવારૂં ?!

**સરસ્વતી**—પ્રાણાધાર ! આપને સાષ્ટાંગ દંડવતકરી ખરા અંતઃકરણથી કહુંછું કે હું મુદ્દલ કપટભાવથી બોલીજ નથી, કદાચીત્ આપની સમજણમાં એમજ આવ્યું હોય તો મ્હારી થયલી ચુકને માટે હું આપની પાસે નમનતાઈથી માફ માંગુંછું. સ્વામિનાથ ! કોઈપણ સ્ત્રી પોતાના સ્વામિની સાથે કિંચિત્પણ કપટભાવથી વર્તે-તો તે સ્ત્રિનો તે કીયાભવમાં છુટકો થનારછે ?! હું આપની સાથે કદી પણ છળભેદથી વર્તું એમ આપે સ્વપ્નેપણ સમજવું નહિં.

પ્રાણાધાર ! સુજ્ઞ સ્વામિનાથથી શીયળપણું પળાય એ કહેવું હજી મ્હારા મનને યોગ્યજ લાગેછે; કેમકે હું નજરે જોઉંછું કે ઘણીકવેળા અલ્પવિચારી પુરૂષો પોતાની ખીલતી યુવાન પત્નિઓને પોતાને ઘેરે અથવા તેણીના માતા પિતાને ઘેરે રાખીજઇને વરસોનાંવરસો પોતે બ્હારગામો ગુજારેછે, અને કેટલાએક અજ્ઞાની પુરૂષો એવાપણ હોયછે કે પોતાની સ્ત્રિના વિચારો કેવાછે તે વિષે પોતે મુદ્દલ તોલ નકરતાં જેવા તેમના વિચારો હોય તેજ પ્રમાણે વરતવાદઇને ઉત્તમ વિચારો ઠસાવવાની મુદ્દલ પ્રેરણા કરતાજ નથી. ત્યારે યુવાન સ્ત્રિઓ કદાપી વિદ્યાવાન અને સદ્‌ગુણી હોય, તોપણ કોઇક પ્રસંગે તેણીઓને શીયળપણું પાળવામાં મૂર્ખ પતિથી શું અડચણ થઇ પડતી નથી ? અને સુજ્ઞ સ્વામિથી શીયળપણાનાં હેતુને શું ઉત્તેજન મળી શકતું નથી ?! આપતો ગુણીછો, જો મ્હારા ભુલભરેલા વિચાર હોય તો તે ખુલ્લીરીતે દર્શાવજો.

**હીરાલાલ**—પ્યારી, દીર્ઘ વિચાર કરતાં ત્હમારા વિચાર વાજબીછે. સદ્‌ગુણી સ્વામિથી 'અવશ્ય' સ્ત્રિના સુખમાં વધારોજ થાય; કેમકે જેમ અનીતિનાં પુસ્તકો વાંચવા કરતાં નીતિના પુસ્તકો વાંચવાથી કંઇપણ જ્ઞાનમાં વધારોજ થાયછે; પણ વહાલી ! ઘણાંકજનો એવું પણ કહેછે કે સંસારમાં આવી જે સુખ ભોગવ્યું તે ખરૂં ! કોઇપણ સ્ત્રી અથવા પુરૂષના વ્યાકુળાતુર થયલા કામાગ્નિને ભંગ કરવાથી મહાદોષ લાગેછે તે શું કંઇ ખોટી વાત હશે ?!

**સરસ્વતી**—સ્વામિનાથ, હવે હું સમજી ગઇ ! આપ

જાણીજોઇને મ્હારૂં મન જોવા વારંવાર પુછોછો તે હું યોગ્ય સમજતી નથી. કેહેવતછે કે "સ્ત્રી રહેતો આપથી ને જાયતો સગા બાપથી." માટે સ્ત્રિઓની એકદમ ખંત લેવી એપણ સજ્જનોને શોભતું નથી.

હીરાલાલ—પ્યારી, ત્હમને જો માઠું લાગ્યું હોય તો ફરી હું નહિં પુછું. પણ ત્હમે આવા ધૈર્યવાન અને પૂર્ણ વિવેકી છતાં ત્હમને માઠું લાગ્યું તો તેથી હું ઘણોં દિલગીર થાઊંછું.

સરસ્વતી—હું દિલગીર થવા જેવું કંઈ બોલીજ નથી, અગર ભુલથી જો બોલાઇ ગયું હોય તો વિનંતિપૂર્વક માફ માગુંછું. સ્વામિનાથ, આપે જે કહી સંભળાવ્યું તે ખરૂંછે. એ બીજા વિષયોને વિષે ઉત્તમછે પણ સ્ત્રિઓને શીયળપણું સાચવવું હોયતો તેમાં એ નષ્ટ કારકછે. મેંતો મ્હારા મનથી નિશ્ચયજ કર્યોછે કે પતિવ્રતાપણાનો ભંગ કરાવવા જોઇયેતો આશમાન તુટીપડે, જોઇયેતો પૃથ્વીજ પ્રલય થાય, તોપણ પ્રાતિવ્રત્ય પાળવાને ચુકું તો પિતા એક નહિં, ઇશ્વર એક નહિં' એજ સમજવા. સ્વામિનાથ! પાતિવ્રત્યપણાની ખૂબીવિષે શું કહું?! એ વિષે એક લઘુ દ્રષ્ટાંતછે તે જો આપની આજ્ઞા હોય તો કહું ?

હીરાલાલ—ખુશીથી કહો.

સરસ્વતી—એક સમયે એક શીષ્યે પોતાના ગુરૂની પત્નિ સાથે બલાત્કારે સંભોગ કર્યો. એ વાતની જ્યારે ગુરૂને ખબર પડી. ત્યારે ગુરૂએ એકદમ ક્રોધાયમાન થઇ

તે શીષ્યને શ્રાપ દીધો કે ચાંડાળ! હ્હારો હમેશાં મૃત્યુ લોકને વિષે કસાઇને ઘેરે જન્મ થજો, અને હ્હારી પરણેલી સ્ત્રીસાથના હ્હારા આરંભનાજ સંભોગમાં હ્હારા ગામ સુધાં સહકુટુંબનો કમોતે પાણીથી નાશ થજો!

'એ પ્રમાણે શ્રાપ થયા પછી તે શીષ્યનો એક કસાઇને ઘેરે જન્મ થયો'.

હવે ત્યારપછી કોઇક શેહેરથી તીર્થાટન કરવા સ્ત્રીપુરૂષો મળી ત્રણસેં મનુષ્યોનો સંગ નિકળ્યો હતો. તેમાં ગુણસુંદરી નામે એક પતિવ્રતા સ્ત્રી હતી. ગુણસુંદરીના માતાપિતા, સાસુસસરા, અને એનો સ્વામિ પણ સાથેજ હતા. પતિવ્રતા સ્ત્રીપર ઇશ્વર કેવા પ્રસન્ન હોયછે તે આ લઘુ દ્રષ્ટાંત ઉપરથી સ્પષ્ટ માલમ પડી આવેછે.

હવે એ (ઉપલા) સંગવીઓ તીર્થાટન કરતાં જે ગામમાં પેલા શીષ્યનો કસાઇને ઘેરે જન્મ થયલો હતો તે ગામને પાદરે જઈ પ્હોંચ્યાં, અને પડાઉનાખી ખાધાંપીધાંથી નિશ્ચિંત થઇ રાતનાં એ સર્વે સંગવીઓ સુતાં હતાં.

હવે એજ રાતના પેલા શીષ્યેપણ લગ્નકરી પોતાની સ્ત્રીને પ્રથમ ઘેરે આણી હતી.

હવે એ સર્વે સંગવીઓ સુતેલાં હતાં તેમાં ગુણસુંદરીને મધ્યરાતનાં સ્વપ્નું આવ્યું જે ઓ પતિવ્રતા! જે ગામને પાદરે તું હાલ સુતેલીછે તે ગામ ચાલુજ રાતના ત્રણ વાગે સદનતર નાશ થનારછે. એવું સ્વપ્નું આવતાંજ ગુણસુંદરીની આંખો ઉઘડી ગઇ, અને ચોંકીને પોતે બેઠી થઇ. જોયછે તો ત્રણવાગવાને બે કલાક બાકી હતા. હવે

શો ઉપાય કરવો એ વિષે•પ્રથમતો ગુણસુંદરી ગભરાઇ ગઇ, પણ તત્કાળ દૈવ ઉપર આધાર રાખી પોતે હિંમત્ત ધરીને ઉભી થઇ, અને લાગલીજ પોતાનો પતિ જયહાં સુતેલો હતો ત્યહાં જઇ પોતાના પતિનાં મુખાર્વિંદનાં દર્શણકરી સર્વ મનુષ્યોને ચોંકાવીને પોતે જાગ્રુત કીધાં; અને પોતે જાહેર કીધું કે ભલાજનો !. એક કલાક પછી આપણ સર્વના કમોતે મોત થનારછે, માટે જેમ બને તેમ અત્રેથી જલદી ઉપડવું જોઇયે. એ પ્રમાણે સાંભળતાંજ સર્વે મનુષ્યો ઘણાં અજાયબ થયાં. તથાપી જે લોકોને ખાત્રી હતી કે ગુણ-સુંદરી' એ પતિવ્રતા સ્ત્રીનું કેહેવું કદી ખોટું પડનારજ નથી તેઓતો પોતપોતાનો સામાન બાંધી તાકીદથી કુચ કરવાની તૈયારી કરવા લાગ્યાં; અને તેની સાથે ગુણસુંદરી પણ પો-તાના સાસુસસરા, માતાપિતા, અને પતિ સહીત જવાની ઘણી ઝડપથી તૈયારી કરવા લાગી. એ પ્રમાણે એ લો-કોના ઉતાવળ થતી જોઇને બાકીનાં જે સંગવાઓ ગુણ-સુંદરીના કહેલાને ખોટું માનતાં હતાં તે લોકો એવણોને મૂર્ખમાં ગણી' ઘણાંખરાંઓતો મશ્કરી કરવા લાગ્યાં; તથાપી ગુણસુંદરી વિગેરે ત્યહાંથી કુચ કરનારાં મનુષ્યોતો ટુંક વખ્તમાં પોતપોતાનો સામાન બાંધી ગાડાં જેતરાવી ચાલતાં થયાં.

હવે રસ્તે ચાલતાં' ઇશ્વરને પાતિવ્રત્ય વહાલું છે કે નહિં તેની ખુબી વિષે શું કહું ?! એક સમયે ગુણસુંદરીએ કથાને વિષે સાંભળ્યું હતું જે પતિવ્રતા સ્ત્રીનું વચન ઇશ્વર કદી લોપતાજ નથી તે તેણીને યાદ આવ્યું; અને યાદ આવતાંજ

ગુણસુંદરીને એવીતો હિંમત્ત આવી કે, જે સ્ત્રીઓ પાતિવ્રત્યપણાને સાધારણ લેખેછે તેણીઓના મનનો તોડ ભાંગવાનો અને પોતાના મનને પણ અજમાયશ કરવાનો ઘટતો વખત પણ પાસે આવ્યોછે. એવો ગુણસુંદરીને વિચાર સુજતાંજ, એ લોકોનાં ગાડાં ચાલતાં હતાં; પણ એટલામાં દૈવગતિથી બનેલા કોપ વિષે શું કહું ?!

સ્વામિનાથ ! જે ગામને પાદરે એ લોકો ઉતર્યાં હતાં તે તરફથી ચોમાસાની રેલની માફક એટલુંતો જોસબંધ પાણી આવવા લાગ્યું કે જોતજોતામાં તો પાણીની અંદર બળદોના પગ પણ ઢંકાઇ ગયા. પણ એટલું ઠીક હતું કે રાતના ચાંદની હતી. હવે એવો બનાવ બનતાંજ આણીતરફ અને પેલીતરફ સર્વે સંગવીઓમાં રડારોળ અને કલ્પાંત થઇ રહ્યો. જે માણસો ગુણસુંદરીના કેહેવાને ખોટું માની હાસ્ય કરતા હતા તેઓતો આવો બનાવ બનતાંજ ઘણાં ગભરાઇ જઇ પસ્તાવો કરી પાછળથી ગુણસુંદરીનાં વખાણ કરવા લાગ્યાં. પણ હવે લાચાર, બીચારાઓ કરેશું! જેમ જેમ પાણી જોસબંધ વધવા લાગ્યું તેમ તેમ તેમાંથી ઘણાંખરાંઓ સુતેલાંનેસુતેલાંજ ગુંગળાઇ જઈ મરણ પામ્યાં, કોઇકોઇ તણાઇ ચાલ્યાં, અને કોઇકોઇતો કમોતે મરવાની આખેરી આવવાથી ઇશ્વરની સ્તુતિ કરવા લાગ્યાં. આણી તરફ ગુણસુંદરીતો લાગલીજ સર્વેને હિંમત્ત આપી ગાડામાંથી એકદમ પાણીમાં નીચે ઉતરી. પાણી કમ્મર ઉપરાંત થયલું, તોપણ જીવની મુદ્દલ દરકાર નકરતાં સેહેજ આગળ ચાલી તો પાણી છાતી સુધી વધી પડયું.

ત્યાં ગુણસુંદરી પોતે ઉભી અને પરમાત્માનું નામ લઇ ચંદ્ર સામે મુખ કરી પોતે હાથ જોડીને બોલવા લાગી કે હે કરૂણાસાગર–સચ્ચિદાનંદ! આપ સર્વત્ર વ્યાપક અને સત્યના બેલીછો, સૃષ્ટીમાં સ્ત્રી માત્રનાં સર્વ કૃત્યોમાં સ્ત્રીનું પાતિવ્રત્ય, આપ ઉત્તમ લેખી ઇચ્છતા હો, અને ખરેખરી' પાતિવ્રત્ય પાળનારી સ્ત્રીનાં મુખમાંથી પડતી વિપત્તિની વેળાએ નિકળતા શબ્દોનો આપ સ્વિકાર કરી તેણીને તેજ સમયે સહાય કરતા હો-તો આ સમય આ આવી પડેલી આફતમાંથી. જો હું સાચીજ પતિવ્રતા સ્ત્રી હોઊ તો આ સર્વ સંગવીઓમાં જે હાલ જીવતાં હોય તે સર્વનો કોઇ-પણ પ્રકારે બચાવ કરો!

સ્વામિનાથ! એ પ્રમાણે કેહેતાંમાંજ ઇશ્વરની ઘેંઘટ અને ખૂબીનો શો પાર ?! તેજ સમયે જોસબંધ પાણી વધતું હતું તે અટક્યું, અને રેલમાં જેમ તણાઈ આવે તેમ ત્યાં પલકવારમાં ખાલી એક હોડી તણાઇ આવી. એ સર્વે બનાવ ગુણસુંદરીના સાસુસસરા, માતાપિતા વિગેરે મન અતિ ઊંચે છતાં પણ એક ચિત્તે (ગાડાંમાંથી) જોતાં હતાં તેઓતો હોડી જોતાંજ ઘણાં વિસ્મય થઇ ગુણસુંદરીને આશિષો આપવા લાગ્યાં. ગુણસુંદરી' ચંદ્રસામે પરમાત્માને નમન કરી લાગલીજ તે હોડીમાં ચઢી બેઠી, અને હોડીપણ જે તરફ ગાડાં તરતાં હતાં તે તરફ તણાતી ચાલી. પેલી તરફનાં સંગવીઓમાં બાકી જે જીવતા હતાં તેઓપણ જોતજોતાંમાં ત્યાં તણાઇ આવ્યાં, અને અલ્પ વખતમાં ગાડીવાન સુદ્ધાં સર્વે જણાઓ તે હોડીમાં

ચઢીબેઠાં. સ્વામિનાથ! ઇશ્વરની લીલાનો અને પાતિવ્રત્ય પણાની ખૂબીનો તે શો પાર?! જેવા તે સર્વેજણાઓ હોડીમાં ચઢીબેઠાં કે લાગલુંજ જોસબંધ પાણી એટલું વધવા માંડયું કે જોતજોતામાં વાંસપૂરતો થઇગયું. દેખાવ જાણે પ્રલય સમયનો ચારે બાજુએ પાણીપાણી થઇ રહેલું. પછી હોડી ત્યહાંથી તણાતી ચાલી, તે બીજે દિવસે સેંકડો ગાઉ ઉપર એક મ્હોટા શેહેરને પાદરે મ્હોટી નદિ હતી તેને કાંઠે જઇને લંગરાઇ. ધીમેરહી તેમાંથી એ સર્વે જણાઓ ઉતર્યાં, અને શેહેરમાં દાખલ થઇ નિશ્ચિંતપણે મુકામ કરી પરવાર્યાં પછી તીર્થાટન અને દેશાટન કરતાં ત્યાંથી ઘણેક દિવસે પોતપોતાને વતને જઇ પહોંચ્યાં.

વાતનો પ્રસંગચાલતાં જયહાં ગુણસુંદરીની વાતો નીકળતી તેમાં સાંભળનારાઓતો ગુણસુંદરીની અપારજ તારીફ કરતાં, અને સ્ત્રીમાત્રના મનથી એવી અસર થતી કે પાતિવ્રત્ય પાળવાને હવે કદી ચુકવું નહિં.

સ્વામિનાથ! મજકુર લઘુ દ્રષ્ટાંત ઉપરથી વિચાર કરતાં મ્હને સ્પષ્ટ માલમ પડેછે કે સ્ત્રીમાત્રનાં સર્વે કૃત્યોમાં અને સર્વે ઉત્તમ આચારોમાં પાતિવ્રત્ય જેવું ઇશ્વરને બીજું કંઇજ પ્રિય નથી. 'જુઓ કે' સુરનો શાપ કાયમ રેહેવા છતાં પણ તેના મધ્ય ભાગમાં પાતિવ્રત્યપાળનારી ગુણ-સુંદરીનું વેણ ઇશ્વરે તરતજ કેવું બહાલ રાખ્યું ?! તો હવે પાતિવ્રત્યપણાની ખૂબી જાણવા છતાં હુંતો શું, પણ સ્ત્રીમાત્ર જો વ્યભિચારના નામને પણ ઇચ્છે તો તેના જેવી દુષ્ટ-મહાપાપી હું બીજા કોઇનેપણ સમજતી નથી.

**હીરાલાલ**—અહા !' પ્રાણ પ્યારી ! ત્હમારા અંતઃકરણના ઉત્તમ વિચારો માલમ પડવા ઉપરાંત એ દ્રષ્ટાંત સાંભળી હું અતિ આનંદ થવા સાથે ઇશ્વરને એજ પ્રાર્થના કરૂં છું કે પુરૂષ માત્રને સ્ત્રી ત્હમારા જેવા ભણેલ ને સમજુકજ મળજો. વારૂ એજ વિષય સંબંધી બીજું કંઈ દ્રષ્ટાંત યાદછે ?

**સરસ્વતી**—સ્વામિનાથ, બીજું દ્રષ્ટાંત પણ કહું છું; પણ તેની અગાઉ મ્હને એક શંકા ઉત્પન્ન થાયછે તે જો આપની આજ્ઞા હોયતો કહું !

**હીરાલાલ**—ખુશીથી કહો.

**સરસ્વતી**—મ્હારાથી જો અઘટિતપણે બોલાય તો ક્ષમા કરજો. નીતિશાસ્ત્રમાં જે કહ્યું છે કે;—

परयोनौपतेद्बिंदुः कोटिपूजाविनश्यति ॥
जपहानिस्तपोहानि ब्रह्महत्यापदेपदे ॥

(અર્થ—જો કોઇપણ પુરૂષ પરસ્ત્રીની યોનિમાં બિંદુ પાડે તો તેની કીધેલી કોટયવધિ પૂજાઓ તત્કાળ નાશ પામેછે, જપની અને તપની પણ હાનિ થાયછે અને તેને પગલે પગલે બ્રહ્મ હત્યાનું પાપ લાગેછે.) ત્યારે પુરૂષો શામાટે પારકી સ્ત્રિઓ તરફ કુદ્રષ્ટિએ જોઇને કુકર્મો કરતાં હશે ?

**હીરાલાલ**—(આશ્ચર્ય પામતાં મનમાં, જેમ હું એના મનનો ભાવ જોવા ઇચ્છું છું તેમજ મ્હારાપણ મનનો ભાવ જોવા ઇચ્છેછે !) પ્યારી ! ત્હમેપણ ખૂબ બજાવી !! ખરેખર, હું એમ નહિં ધારતો હતો કે કેવળ નીતિથી ભરેલા તર્કશક્તિના ઉત્તમ વિચારોમાં ત્હમો મ્હારી બરોબરીયાજ ઉતરશો. શાસ્ત્રમાં જે કહ્યું છે તે ખરૂંજ છે કે;—

याद्दग्गुणेनभर्त्रास्त्री संयुज्येतयथाविधि ।
ताद्दग्गुणासाभवाति समुद्रेणेवानिम्नगा ॥

(જેમ સાગરના સંયોગથી નદિ સાગર જેવીજ થઇ જાયછે તેમજ સ્વામિ જેવા ગુણોથી પોતાની સ્ત્રીને વિધિ પ્રમાણે જોડે તેવા ગુણવાળી થાયછે.) પ્યારી ! ત્હમારા બરેબર પુછેલા સવાલનો ખુલાશો કરવો લંબાણ હોવાથી પૂર્ણરીતે હું બીજા પ્રસંગે કરીશ. હાલમાંતો ત્હમારે જે દ્રષ્ટાંત કેહેવાનું છે તેજ ત્હમે કહો.

સરસ્વતી—સ્વામિનાથ ! એક સમયે સામકોર અને માનકોર નામની બેઉ સ્ત્રીઓ જુદે જુદે ગામે રહેનારી લગ્નના પ્રસંગમાં બહારગામ મેળાપો થઇ હતી. સામકોર દેખાવમાં ઘણી સુંદર હતી અને માનકોર દેખાવમાં મધ્યમ-પણે હતી. એ બેઉ જણીઓને સેહેજસાજ વાતનો પ્રસંગ ચાલતાં તકરાર થઇ પડી. સામકોર કહેજે સંસારમાં લુચ્ચાઇ, સોદાઇ, ઠગાઇ એ વિગેરે એવી રીતના પ્રપંચોજ વરતવામાં સુખછે ; કેમજે પ્રત્યક્ષ જોતાં કસાઇને બેર કુશળ અને ધર્મિને ઘેર ધાડછે. માનકોર કહેજે નહિં નહિં, ધર્મો જય અને પાપો ક્ષયછે; આખરે સાચાનું સાચું ને ખોટાનું ખોટુંછે. માટે સત્યપણે સદાચરણથી ચાલવું એમાંજ પરીપૂર્ણ ઉત્તમ સુખછે.

એ પ્રમાણે તકરાર કરતાં એ બેઉ જણીઓને એક કલાક થઈ ગયો. એટલામાં એક વિદ્વાન બ્રાહ્મણની માતા એ સર્વે બીના એક ખુણામાં બેસી સાંભળતી હતી તે ત્યાં આવી પહોંચી, અને તે બંઉઓને કેહેવાલાગી જે બેહેનો ! ત્હમો બેઉજણીઓ અતિ હઠઉપર આવીઓછે તે એટલે સુધી કે કદી ત્રીજું માણસ ત્હમારી તકરારનો ન્યાય કરી આપે તોપણ તે ત્હમો કબુલ કરનાર નથી. ત્હમારા બેઉનો

ખરો ન્યાય જ્યારે મ્હેમોં બેઉ બજણીઓ એ વિષે પોતે જાતેજ અનુભવ મેળવી જોશો ત્યારેજ મ્હમારી તકરારનો ખરેખરો ખુલાશો થશે. હવે એ પ્રમાણે સાંભળી તે બેઉજણીઓએ તરતજ કબુલકરી નકી એવો ઠરાવ કીધો કે, જ્યારે એ• 'ચાલુ' લગ્નમાંથી જુદા પડે ત્યારથી તે પાછા જે વષ ભેળા મળે ત્યાંસુધીમાં પરસ્પર એક બીજાને માથે જેજે બાનાઓ ગુજરે તે સાચેસાચી અન્યોઅન્યને કહી દર્શાવે.

સ્વામિનાથ ! એવો ઠરાવ કરી એ લગ્નમાંથી પરવાર્યા પછી થોડા દિવસમાં એ બેઉજણીઓ પોતપોતાના પતિ-ઓ સાથે પોતપોતાના વતને જવાને જુદીઓ પડી. અને એ પ્રમાણે જુદીઓ પડ્યાપછી સામકોર અને માનકોર ઉપર કેવી હકીગતો ગુજરી, તેમાં પ્રથમ હું માનકોર વિષે દર્શાવુંછું.—હવે એ બાઇને હમેશ પાળવાના (નીચે પ્રમાણે) નિયમો હતા:—

સાક્ષાત ઇશ્વરરૂપે પોતાના પતિને ગણી, જેમ બીજા મનુષ્યો ઇશ્વરનો ભય રાખેછે તેમ તે પોતાના પતિનોજ ભય રાખતી.

જુઠ્ઠાપણું, અમર્યાદા, નિંદા, મદ, આળસ એ વિગેરે એવા દોષિત વિષયોનો ત્યાગ કરી કેવળ સત્યપણેજ વરતતી.

પતિના સુતાપછી પોતે સુતી, અને પ્રાતઃકાળે પતિના ઉઠયા પહેલાં પોતે ઉઠતી.

પતિને જોઇતી સામગ્રિઓ પોતે અગાઉથી તૈયાર કરી રાખતી, અને પતિને માંગવી નપડે તેની પહેલાં તે પતિની પાસે હાજર કરતી.

પતિપર પડતાં દુઃખોમાં યોગ્ય અને બનતો પોતે ભાગ લેતી, અને પતિનો જેમ જીવ આનંદમાં રહે તેમ તેનો જીવ આનંદમાં રાખતી— એ વિગેરે એવા પાતિવ્રત્ય જેવા તેણીના ઘણા નિયમો હતા.

હવે માનકોર અને તેનો પતિ કે જેનું નામ ગોકળ કરીને હતું તે બેઉજણા ખુશકીને માર્ગે ગાડીમાં બેસી પોતાને વતને જવાને નિકળ્યા. ખુશકીનો માર્ગ ઘણો કઠંગો હોવાથી તાપ, તરસ, ભૂખ વિગેરે એવી હેરાનગતિઓ ભોગવતાં સાતમે દિવસે એક ગામને પાદરે સુંદર તળાવની નજદિક જઇ પહોંચ્યાં. તળાવના પાણી ઘણા સ્વછ હતા, પવન ઠંડો નિકળી રહ્યો હતો, અને અનેક જાતનાં ઝાડો પણ પોતપોતામાં પવનના બળથી અથડાતાં હોય એવો દેખાવ આપી રહ્યાં હતાં. એવી જગ્યાને વિષે એક મ્હોટા ઝાડની ફેલાયલી ઘટા નિચે આશાયેશને માટે એ લોકોએ ઉતારો કીધો. ગાડીવાનની તાકીદને લીધે ગાડીવાનને પણ ભાડું ચુકાવી આપી વદાય કીધો. સમીસાંજનો વખત થયલો તેથી જલદીથી ગામમાં જઇને ક્યાં ઉતારો કરવો તે વિષે એ લોકો વિચાર કરેછે. એટલામાં એ રસ્તેથી જતો કોઇ દયાળુ રાહદારી વધારે ખુલાશો નકરતાં એ લોકોને એટલુંજ કેહેતો ગયો કે ભલાજનો ! જો જીવવાની આશાજ હોય તો મેહેરબાની કરી આજે આ ગામમાં દાખલ થશોમાં ! (અધુરૂં)